# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઈતિહાસ.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

સાંકળચંદ વિઠલદાસ.

(હેડમાસ્તર તાલુકા સ્કુલ કાલોલ.)

નકલ ૧૦૦૦



અમદાવાદ મધ્યે.

સરૂપચંદ દલીચંદે પોતાના પ્રેસમાં છાપ્યો.

ઠેકાણું માણેકચોકની હદમાં કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાશાના મકાનમાં.



આવૃતી ૧ લી.



તા૦ ૧૨ મી અકટોબર સન ૧૮૭૧.





કિમ્મત ૬ આના.

રાવસાહેબ ગોપાળજી સુરભાઇ દેશાઇ

રેવાકાંઠા પંચ માહાલના માજી ડિપ્યૂટિ એ. ઇન્સ્પેકટર.

અને

પ્રાંત કાઠિયાવાડના હાલના ડિપ્યૂટિ એ. ઇન્સ્પેકટર

એમને

આ પુસ્તક

એમના ઊપકારી અને આધિન શેવક

આ પુસ્તક રચનારે

અર્પણ કર્યું.

કાલોલ તા૦ ૧૨ મી અગસ્ટ સને ૧૮૭૧.

# પ્રસ્તાવના.

હરેક દેશની તવારિખ જાણવાથી દેશમાં કયા કયા રાજા થયા,તેઓએ રાજ્ય કયા પ્રકારે કર્યાં, તેઓની કારકિર્દીમાં વિશેશ વર્તમાન શાંશાં બન્યાં, તેઓ કેવા ગુણના હતા તેઓની પ્રજા તેઓના વખતમાં કેવી હાલતમાં હતી તેઓનો અંત કેમ આવ્યો વિગેરે સર્વહકિકત જાણવામાં આવે છે. આથી એક સાધારણ માણસને પણ એમ વિચાર ઊત્પન્ન થાય છે કે આવા પ્રસિદ્ધ રાજ્ય કર્તાઓ થઇ ગયા, તેઓ તેમની સારી કિંવા માઠી કિર્તી પાછળ મૂકી ગયાછે તેથીજ આજ તેઓ વખાણાય છે અથવા વખોડાય છે. કંઇ સાથે તેઓ બાંધી ગયા નથી તો આપણે શી ગણતરીમાં. એ થઇ ગયા અને આપણે પણ છેવટે જવાનુંજછે. એવા એવા વિચાર ઊત્પન્ન થવાથી માણસ વિવેકી, સદ્ગૂણિ, પ્રમાણિક, અને ભક્તિમાન થાય છે, માટે દેશની ત્વારિખ જાણવી એ સ્વસુધારાનું પેહેલું કામ છે.

હિંદુસ્તાનનો ઇતિહાસ વિગતવાર લખતાં મોટું પૂસ્તક થઇ જાય અને સાધારણ શિખલાઓને તે વાંચતાં કંટાળો આવે માટે મેં આ નાનુ સરખું પૂસ્તક, ત્રણ અંગ્રેજી તથા બે ગૂજરાતી મળી નિચેના પાંચ ઇતિહાસનાં

પૂસ્તકો વાંચી તેનો સાર લેઇ ટુંકામાં બનાવ્યું છે કે તેથી તેનો લાભ સર્વ લેઇ શકે.

## અંગ્રેજી

૧ કલકતામાં ઇ૦સ૦ ૧૮૪૮માં છપાએલી યુનિવરસલ હિસટરી.

૨ મિસીસ એલ-હાન્ડિસાઇડ કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ.

૩ મોરીસ કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ.

## ગુજરાતી.

૧ વિશ્વનાથ નારાયણ કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ.

૨ રણછોડદાસ ગીરધરભાઇ કૃત હિંદુસ્તાનનો ઇતિહાસ.

આ પૂસ્તક લખવામાં તથા તેની સાફ નકલ વિગેરે કરવામાં મને વ્રજભાઇ સંતોષરાય નામના મારા એક ચંચળ શિષ્યે સારી મદદ આપી છે તેથી આ પ્રસંગે તેનો ગુણ વિસારી જતો નથી.

આ ચોપડી સરકારી નિશાળોમાં ચલાવવાને ઉપયોગી થઇ પડે એવા ઇરાદાથી મેં તે બનતી રીતે સેહેલી ઇબારતમાં લખી છે.

સાં. વિ.

# આ ચોપડી શિખવવાની રીત.

૧. આ ચોપડી શિખવવી શરૂ કરતાંજ પ્રથમ છોકરાઓને ઇતિહાસ એટલે શું. એ બાબત સારી પેઠે સમજાવવી. પછીથી અનુક્રમે પાઠ આપવાને દીવસે દરેક મથાળા નીચેના વિષયની સમજ મોઢેથી આપી પછી તે બાબત ઘેર ચોપડીમાંથી વાંચી લાવવા કહેવું એટલે તે બાબત છોકરાંના મનમાં સારી પેઠે ઠશી જશે.

૨ ઇતિહાસ સબંધી પાઠો યુક્તિબંધ સમજાવ્યા શિવાય છોકરાંને યાદ રહી શકતા નથી. એક બીજા રાજા સાથે તેના ગુણ દોષ વિગેરેનો મુકાબલો, તેના વખતમાં પ્રજાની સ્થિતી. દેશની હાલત, તેમના ઇનસાફની રીતી, કોઇ મોટા બનાવ વિગેરે મુકાબલેથી સમજાવું, એટલુંજ નહીં પરંતુ તેમાંથી કાંઇપણ નિતી કે રાજ્ય સબંધી શિખામણ નકળતી હોય. તે પણ સમજાવવી. કે તેથી તેવી વાતો છોકરાં ઘણી હોંસથી યાદ રાખે. ટુંકામાં કે ઇતિહાસ શિખવા ઉપર ઘણીજ પ્રીતિ થાય તેવી રીતની ગોઠવથી શીખવવો.

---

# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## પ્રકરણ ૧.

### હિંદુસ્તાનનું વર્ણન.

હિંદુસ્તાનની ઉત્તરમાં હિમાલય પર્વત, પૂર્વમાં બ્રહ્મપુત્ર નદી, એની પેલીમેર બ્રહ્મદેશ, અગ્નિકોણમાં, દક્ષિણમાં, અને નૈરૂત્યકોણમાં સમુદ્ર (એટલે હિંદિ મહાસાગર તથા તેના ભાગો.) અને પશ્ચિમમાં સિંધુ નદી છે.

(કાશમીરથી કેપ કન્યાકુમારી સુધી આ દેશની લંબાઈ ૧૯૦૦ મૈલ, અને બ્રહ્મપુત્ર નદીથી સિંધુ નદી સુધી એની પોહોળાઈ ૧૫૦૦ મૈલ છે.

હિંદુસ્તાનના ત્રણ ભાગ છે. ઉત્તર, મધ્ય, અને દક્ષિણ, અને એમાં પાંચ ઈલાકા છે. તેમના નામ—બંગાળા, આગ્રા, પંજાબ, મદ્રાસ, અને મુંબાઈ. અને તે શિવાય કેટલાએક સરકારી ખાલસા પ્રાંતો છે. તે પાંચ ઈલાકાગમાં ગણતા નથી પણ તે ખાસ હિંદુસ્તાનના ગવરનર જનરલ સાહેબને તાબે છે. એ શિવાય કેટલાએક પ્રાંત સ્વતંત્ર રાજાઓને તાબે છે તો પણ તેઓ અંગ્રેજ સરકારને મુખ્ય માને છે. નિજામ, સિંધિઆ, તથા હોલકરનું રાજ્ય ઉદેપૂર, જેપૂર, જોધપૂર એ તેમાં મુખ્ય છે.

હિંદુસ્તાનમાં નાળિએર, ખજુર, અફિણ, તમાકુ, ગળી, ખાંડ, સુખડ, સાગ, શિશમ, મશાલા, જાત જાતના અનાજ, મેવા, રેશમ, કપાસ, સુરોખાર, મીઠું વગેરેના ઉપજ થાય છે.

---

## હિંદુસ્તાનમાં મુસલમાનો આવ્યા

### અગાઉનું વૃતાંત.

ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમા પૂર્વે જુદા જુદા રાજા રાજ્ય કરતા હતા તેમની અનુક્રમે સવિસ્તર હકીકત કોઇ પૂસ્તકમાંથી મળી આવી નથી, તો પણ જે મળી આવી તેમાંની થોડીએક હકિકત નિચે લખી છે.

માસિડન એટલે મકદુનિયા દેશનો સિકંદર બાદશાહ ઇરાનદેશ જીતીને હિંદુસ્તાનમાં આવ્યો. અને ઇ૦ સ૦ પૂ. ૩૨૬ માં સિંધુ નદિ ઉતરી પોરસ નામના રાજાસાથે લડાઇ કરી જય મેળવ્યો.

ચંદ્રગુપ્ત નામના એક રાજાના વંશજોએ બહાર પ્રાંતમાં દશ પેઢી સુધી રાજ્ય કર્યું, આગળ વળી ત્રણ સુદ્ર જાતના રાજવંશ થયા, તે માંહેના છેલા વંશનું નામ આંધ્ર હતું. તેની સમાપ્તિ સન ૪૩૬ માં થઇ. તે સમયના રાજાઓમાં ચંદ્રગુપ્તથી ત્રીજો રાજા અશોક નામનો મહા પ્રતાપિ થયો. તેને તાબે મોટું રાજ્ય હતું.

બંગાળા પ્રાંતમાં પાલ એ ઉપ નામના રાજારાજ્ય કરતા હતા. ત્યાર પછી સેન એ ઉપ નામના રાજા થયા; તેઓના રાજ્યની સમાપ્તિ મુસલમાનોએ ઇ૦ સ૦ ૧૨૦૩ ને સુમારે કરી.

પંવાર નામના પરમાર રાજા પ્રાચીન કાળથી માળવામાં રાજ્ય કરતા હતા તે મધે વિક્રમાજીત ઇ૦ સ૦ પૂ. ૫૬ વર્ષ ઉપર શક કર્તા થયો. તેના વંશમાં ભોજરાજા વિદ્યાની વૃદ્ધિ કરનારો અને વિદ્વાનોને આશ્રય આપનારો થયો તેના વંશનું રાજ્ય ઇ૦ સ૦ ૧૨૩૧ માં મુશલમાનોએ ડુબાવ્યું.

ગુજરાતમાં વલભીપૂરમાં ઇ૦ સ૦ ૧૪૪થી ઇ૦ સ૦ ૫૨૪ સુધી સેન નામના રાજા રાજ્યાધિકાર ચલાવતા હતા. તેમની પછી ચોરા કરીને રજપુત રાજા થયા તેમણે ઇ૦ સ૦ ૭૪૬માં પાટણ શેહેર પોતાની રાજ્યધાની કરી· તેનો છેલો રાજા ઇ૦ સ૦ ૯૩૧ માં મરણ પામ્યો.

કનોજ અહિઆંનું રાજ્ય ઇ૦ સ૦ ૭૭૦ માં હતું અને તે વિશે છેલો લેખ ઇ૦ સ૦ ૧૧૯૩ નો હતો.

કાશી અને મિથિલા અંહી અસલના વખતથી રાજ્યો હતાં તેમાંથી પેહેલાની સમાપ્તિ ઇ૦ સ૦ ૧૧૯૨ મા અને બીજાની ઇ૦ સ૦ ૧૩૨૫ માં થઇ.

દિલ્લિનું સંસ્થાન ઇ૦ સ૦ પૂ. ૫૬ વર્ષ ઉપર હતું, ત્યાં નવમાથી અગિઆરમા સૈકડા સુધી રજપૂત રાજા રા-

જ કરતા હતા. તે વંશમાંના પૃથુરાજ્યના વખતમાં મુસલમાનોએ તેનો અંત આણ્યો.

અજમેરમાં ઈ૦ સ૦ ૬૯૫ માં માણિકરાય નામે રાજા રાજ્ય કરતો હતો. સિંધ પ્રાંત સિકંદર બાદશાહના વખતમાં સ્વતંત્ર હતો તે મુસલમાનોએ ઈ૦ સ૦ ૭૧૧ માં લીધો.

તેલંગણની પૂર્વ તરફનો ભાગ યાદવ ઉપનામના રાજા પાસે હતો. અને કર્ણાટક તથા માહારાષ્ટ એઓની હદ ઉપર ચાલુક્ય રાજા રાજ્ય કરતા હતા. શાલિવાહને પોતાની સત્તા તથા શક નર્મદાની દક્ષિણમાં ચાલુ કર્યો. તેણે ઉજ્જનના રાજા વિક્રમનો પરાજય કરચો. એવું કહેવાય છે.

---

## હિંદુસ્તાનમાં પ્રથમ મુસલમાનોની સ્વારીઓ.

મુસલામાની ધર્મ ચલાવનારો મહમ્મદ ઈ૦ સ૦ ૫૬૯માં મક્કામાં જન્મ્યો એની ઉમ્મર ચાળીસ વર્ષની થયા પછી તેણે આરબસ્તાનમાં પોતાનો ધર્મ પ્રગટ કરચો તે ઈ૦ સ૦ ૬૩૨માં મર્ણ પામ્યો. તેની પછી ગાદી ઉપર જેઓ બેઠા તેઓને ખલીફ કહે છે. પાંચમા ખલીફ મોઆવિઆના વખતમાં મુસલગાનોએ સિંધુ નદી સુધી દેશ જીતી કાબૂલમાંના ૧૨૦૦૦ હજાર લોકો પાસે ઈ૦ સ૦

૬૬૪માં પોતાનો ધર્મ કબુલ કરાવ્યો.

ખલીફ વાલીદની કારકિર્દિમાં મહમ્મદ કાસીમ નામે સરદારે ઇરાનથી સિંધમાં આવી દેવળ ગામના દાહિર રાજા ઉપર ચઢાઇ કરી જય મેળવ્યો. અને મૂલતાન તથા સિંધ મુસલમાનોને હાથ આવ્યા. પછીથી તે પ્રાંતો પાછા હિંદુઓના તાબામાં આવ્યા. અને મુસલમાનો ત્યાંથી પાછા ગયા.

તાહિર નામે કોઇ મુસલમાન ઇ૦ સ૦ ૮૦૦ ને સુમારે સમરકંદ તથા ખુરાસાન વગેરે દેશોમાં આપ અખત્યારીથી અમલ કરવા લાગ્યો. તેના વંશજોએ કેટલાંએક વર્ષો સુધી રાજ્ય કર્યા ઉપરાંત સુફર અને સામાની વંશના રાજા ત્યાં રાજ્ય કરતા થયા તેમાંથી સામાની વંશના રાજાઓના વખતમાં અલપ્તગીન નામે સરદારે ગીજની‑માં એક રાજ્યની ગાદી ઇ૦ સ૦ ૯૬૨માં કરી.



# પ્રકરણ ૨.

## ગીજનીવંશ.

### સબકતગીન.

ઇ૦ સ૦ ૯૬૨માં ગાદીએ બેઠો ને ઇ૦ સ૦ ૯૯૭માં મર્ણ પામ્યો ૩૫ વર્ષ રાજ્ય કર્યું. તુર્કસ્તાનમાંથી કોઇ શાહુકારે સબકતગીનને ગુલામ કરી આણેલો તેને અલપ્તગીને ખરીદ કરયો, અને પછી તેને વધારયો. તેથી અલપ્તગીનના માર્ણકાળે તેમામ રાજ્ય સબંધી કારભાર તેના હાથમાં આવ્યો. અલપ્તગીને પોતાની છોકરી સબકતગીનને પરણાવી, પોતાની પાછળ તેને ગાદીનો વારસ ઠરાવ્યો. લાહોરના જયપાળ રાજાને મુસલમાનો થડમાં આવ્યા તે ગમ્યું નહી. તેથી તેણે સબકતગીન ઉપર સ્વારી કરી. પરંતુ એકાએક વાવાઝડુ થયાથી પોતાની ઉપર ઇશ્વર કોપાયમાન છે એમ સમજી તે પાછો ફરયો. અને સલાહનું કેહણ મોકલી સબકતગીનને ૫૦ હાથી આપ્યા. અને બીજુ દ્રવ્ય આપવું કબુલ કર્યું. પણ જયપાળે પાછા આવી કબુલ કરેલુ દ્રવ્ય આપ્યું નહીં તેથી સબકતગીનને અપમાન લાગ્યું તેથી તેણે જયપાળ ઉપર સ્વારી કરી તેને હરાવ્યો. અને પોતાના રાજ્યમાં વધારો કરયો. ત્યાર પછી થોડેક વર્ષે સબકતગીન મર્ણ પામ્યો. આ પાદશાહ ઘણો દયાળુ હતો. એના પછી એનો પૂત્ર મહમૂદ ગાદીએ બેઠો.

## સુલતન મહમૂદ.

ઈ. સ. ૯૯૭માં ગા. બે., ઈ. સ. ૧૦૩૦માં મ. પા.

૩૩ વરસ રાજ કરયું.

મહમૂદ એના ભાઈ ઈસ્માયલને કેદમાં નાંખી ગાદી ઉપર બેઠો. એ અનૌરસ (રાખેલીના પેટનો) હતો. મહ-મૂદ સ્વતંત્ર થઈ પોતાને સુલતાન કહેવડાવવા લાગ્યો, પછી તેણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારિઓ કરી તે નિ-ચે પ્રમાણે.

૧લી જયપાળ ઉપર, ૨ ભાટિયાના રાજા ઉપર, ૩ મૂલતાન ઉપર, ૪ અનંગપાળ ઉપર કરીને હિમાલય પર્વતની તળેટીમાં નાગરકોટનું દેવાળપંછ તે લુંટયું. તેમાંથી ૭૦૦ મણ સોના તથા રૂપાના દાગીના ૨૦૦ મણ શુધ સોનાની લગડીઓ. ૨૦૦૦મણ ચાંદી એ ઉપરાંત મોતી, હિરા, પરવાળાં, માણેક ઈત્યાદિ ૨૦ મણ. એ સઘળુ તેને હાથ લાગ્યું. ૫ મુલતાન ઉપર, ૬ સ્થાનેશ્વર ઉપર કરી ત્યાંનું દેવાલય લુંટ્યું, ૭–૮ કાશ્મીર ઉપર, ૯ કનોજ ઉ-પર કરી મથુરાં ગયો અને ત્યાં એણે લૂટ ચલાવી, દેવ-ળો વટાળ્યાં, અને મૂર્ત્તિઓ ભાગીઓ. અને તેના લશ્કરે શેહેરમાં અનિર્વાય જુલમ ચલાવ્યો. ૧૦ કલિંજર ઉપ-ર, ૧૧ પંજાબ ઉપર કરી ત્યાં કાયમ અમલ બેસાડ્યો, ૧૨ સોરઠી સોમનાથ ઉપર ઈ૦ સ૦ ૧૦૨૪ માં કરી.

અને ત્યાંનું દેવળ લુંટ્યું અને મૂર્ત્તિ ભાગી તે વખતે આ ૭ ક્રોડ રૂપિઆનું જવાહિર તેમાંથી નિકળ્યું. એ દેવાલય ઘણું સુંદર અને અસલી હતું. તેની આસપાસ મજબુત કોટ હતો. એ દેવસ્થાનનું ખર્ચ ચલાવવાને રાજા રજવાડાઓએ ૨૦૦૦ ગામ આપ્યાં હતાં તે દેવળમાં ૨૦૦૦ પૂજારી, ૫૦૦ રામજણીઓ તથા ૩૦૦ ગવૈયા હતા. દેવાલયના ઘંટને ૨૦૦ ગણ સોનાની સાંકળ બાંધી હતી અને ૫૦૦ કોશથી આણેલા ગંગા નદીના પાણીએ દરરોજ દેવને સ્નાન કરાવતા હતા. એ મૂર્ત્તિ પોણાનવ હાથ ઊંચી હતી. એ દેવળને ચિત્ર વિચિત્ર કમાનદાર રત્ન જડીત ૫૬ થાંભલા હતા.

મહમૂદે રાજ્યનો બંદોબસ્ત મોટી ચતુરાઇથી રાખ્યો હતો. પણ રાજ્ય આગળ સારી રીતે નભે એનો કાંઇ ઊંડો વિચાર કર્યો નહોતો. એના દરબારમાં ફર્દુસી અને ઉન્સારી એ બે કવિ હતા. તેમાંના પહેલાએ શાહનામું એટલે મહમૂદના રાજ્યનો ઇતિહાસ બનાવ્યો પણ તે મેહેનત બદલ કબુલ કરેલું નાણું તેને ન મળ્યું તેથી તેણે તેની નિંદાનું બીજુ કાવ્ય બનાવ્યું. તેમાં મહમૂદના ખરા દોષ લખેલા છે. એણે ગીજનીમાં એક પાઠશાળા સ્થાપી. એ વિદ્વાનોને બહુ આશ્રય આપતો. તેણે એક સૃષ્ટીપદાર્થ સંગ્રહાલય ગીજનીમાં કર્યું હતું. મહમૂદ સ્વભાવે શૂરો, હરામૂખો અને પરાક્રમી હતો પણ એનું

મન ઘણુંજ કંજુસ હતું એ કઠોર મનનો હતો. અને ગા ણ્રા જાતને દુખ દેવામાં દયા લાવતો નહી. એની પછી એનો છોકરો મહમ્મદ ગાદી ઉપર બેઠો.

### મહુમ્મદ.

ઈ. સ. ૧૦૩૦માં ગા. બેઠો, અને એજ સાલમાં
પાંચ માસ રાજ્ય કરી કેદમાં પડ્યો.

એ બાપે ઠરાવ્યા પ્રમાણે ગાદીએ બેઠો, પરંતુ મસાઉદે તરતજ આવીને લશ્કર વશ કરી લેઇ મહમ્મદની આંખો ફોડી નાંખી કેદ કર્યો. અને પોતાનો બાપ મુઆ પછી પાંચ મહિનામાં પોતે સિંહાસન ઉપર બેઠો.

### મસાઉદ.

ઈ. સ. ૧૦૩૦માં ગા. બે., ઈ. સ. ૧૦૪૦માં મ. પા.
૧૦ વરસ રાજ કરયું.

એ ગાદીએ બેઠા પછી તરતજ સલજૂકિ નાગના તાતાર લોક તેને હેરાન કરતા હતા. તેથી એની અને સલજુકિ લોકોના સરદાર તોગ્રલબેગની લડાઇ મર્વશેહેર પાસે થઇ. તેમાં મસાઉદની હારચ થઇ. ત્યાર પછી તેના ભત્રીજા અહમ્મદે પદભ્રષ્ટ થયેલા પોતાના કાકા મસાઉદને મારી નાંખ્યો. એણે મોટી મોટી ઇમારતો બાંધી અને વિદ્વાનોને આશ્રય આપી સૂલતાન મહમૂદની પાછળ તેની ગાદીને સોભા આપી. એની પછી એનો છોકરો મોદૂદ ગાદીએ બેઠો.

## મોદૂદ.

ઇ. સ. ૧૦૪૦માં ગા. બે. ઇ.સ. ૧૦૪૯માં મ. પા.
૯ વરસ રાજ કરયું.

મસાઉદ મારયો ગયો ત્યારે તે બલ્ખમાં હતો તે ઘણી ઉતાવળથી પોતાનું લશ્કર લેઇને આવ્યો અને પોતાના બંને પ્રતિસ્પર્ધીઓને મારી નાંખી રાજ્ય પોતાને તાબે કરી લીધું. એણે તોગ્રલબેગની પૌત્રી સાથે લગ્ન કરયું. તેથી એને સલજુકિ લોકોની બીક રહી નહી. દિલ્લીના હિંદુ રાજાએ પંજાબ પ્રાંત લીધો હતો તેનો બંદોબસ્ત કરવાને મોદુદ જતો હતો એટલામાં તે મર્ણ પામ્યો. તેની પછી તેના ભાઇ અબૂલહસને એના નાના છોકરાને મારી ગાદી છીનાવી લીધી.

## અબુલહસન.

ઇ૦ સ૦ ૧૦૪૯ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૦૫૧ માં પદચ્યુત થયો ૨ વ. રા. ક.

અબુલહસન ગાદી ઉપર બેઠા પછી બે વર્ષના અંદર એને એના કાકા અબ્દુલ રસીદે પદચ્યુત કરયો. એ ઘાતકી અને કઠોર મનનો હતો.

## અબ્દુલ રસિદ.

ઇ૦ સ૦ ૧૦૫૧ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૦૫૨ માં. મ. પા. ૧ વ. રા. ક.

અબ્દુલ રસિદ અગાઉના વખતમાં ગએલો પંજા-

ણ પ્રાંત હાથ કરી લીધો. પછી તોગ્રલ નામના એક સ- રદારે આવીને બંડ કરી અબ્દુલ રસિદનો પરાજય કરયો. અને ગીજનીવંશના જેટલા પુરૂષ હાથમાં આવ્યા, તેટલા મારી નાંખ્યા. ચાળીશ દીવસ પછી એ પણ મરાયો, અ- ને સબકતગીનના વંશમાંના જે ત્રણ શાહજાદા બરયા હ- તા તેમાંના ફરોખજાદ નામના એકને ગાદી મળી.

## ફરોખજાદ.

ઇ૦ સ૦ ૧૦૫૨ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૦૫૮ માં મ.

પા. ૬ વ. રા. ક.

ફરોખજાદે સલજુકિ લોકો સાથે લડાઇઓ કરીને જય મેળવ્યો. અને પોતાના વંશના રાજ્યમાંનો જે મુલક ગયો હતો. તે મેળવવાનો લાગ આણ્યો. એટલામાં તો- ગ્રલ બેગની પાછળ આલ્પ અર્સલાન નામનો મોટો શૂરો સલજુકિ રાજા થયો. તેની આગળ એનું કાંઇ ચાલ્યું ન- હીં છેવટે એ મર્ણ પામ્યો. એની પછી એનો ભાઇ ઇબ્રા હિમ ગાદીએ બેઠો.

## ઇબ્રાહિમ.

ઇ૦ સ૦ ૧૦૫૮ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૦૮૯ માં મ.

પા. ૩૧ વ. રા. ક.

એ મોટો દેવ ભોળો હતો. એને સલજુકિ લોક જે મુલક વિશે તકરાર કરતા હતા. તે ઉપરથી પોતાનો હક

છોડીને તેઓની સાથે તહ કરયો. એણે ઘણા વર્ષ રાજ્ય કરયું. તેમાંથી ઘણોએક કાળ કુરાનની નકલો કરવામાં, તથા બીજા લખવાના કામમાં ગમાવ્યો, એ મર્ણ પામ્યો તે વખતે એને ચાળીશ છોકરા અને છત્રીશ છોકરીઓ હતી. એની પાછળ એનો છોકરો બીજો મસાઉદ ગાદીએ બેઠો.

## મસાઉદ બીજો.

ઇ૦ સ૦ ૧૦૮૯ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૧૧૪ માં ગ. પા. ૨૫ વ. રા. ક.

એ પોતાના બાપથી વધારે યોગ્ય હતો. એના સરદારોએ ગંગા નદીની પેલીમેરના મુલકો ઉપર તલવાર ચલાવી. એણે બધા કાયદા ફરીથી તપાસીને તેઓની મેળવણી કરી એક ગ્રંથ કરયો. એની કારકિર્દિમાં કેટલાએક વર્ષ સુધી રાજધાની લાહોરમાં હતી.

## અર્સલાન.

ઇ૦ સ૦ ૧૧૧૪ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૧૧૮ માં પદભ્રષ્ટ થયો ૪ વ. રા. ક.

એણે પોતાના ભાઇઓને કેદમાં નાખી તખ્ત છીનાવી લીધું. તેથી તેની માને પોતાના છોકરાઓની અપ્રતિષ્ટા થઇ તે જોઇને સંતાપ થયો અને તેણે પોતાનો બીજો

છોકરો બેહેરામ જે દૈવયોગે પોતાના ભાઇઓની પેઠે કે-દમાં પડ્યો નહતો. તેને મદદ કરવા સારૂ પોતાના ભાઇ સુલતાન સંજરને બોલાવ્યો. સંજરે બેહેરામનો પક્ષ ધરી ને તેને પોતાની બહાદુરીથી સિંહાસને બેસાડ્યો.

## બેહેરામ.

ઇ૦ સ૦ ૧૧૧૮ માં ગા. બે. ૧૧૫૨ માં મ. પા. ૩૪

વ. રા. ક.

આ પાદશાહ વિદ્વાન લોકોને સારી રીતે આશ્રય આ પતો. નિજામી નામનો પ્રખ્યાત ફારશી કવી એના દરબા રમાં રેહેતો હતો. તેણે પાંચ મોટાં કાબ્યો કરચાં તેમાંનું એક તેણે બેહેરામને અર્પણ કરચું. બેહેરામે ઘણાં વર્ષ સુધી ઘણી ચઢતીથી રાજ્ય કરચું. પણ છેવટે તેણે પોતાના જમાઇ કુતુબુદ્દીન મહમ્મદ ગોરીને મારચો. એ મોટું ઘોર કર્મ કરી પોતાના નામને બટ્ટો લગાડ્યો. તેણે કરીને એનો નાશ થઇને છેવટે કુળનો નાશ થયો. કારણ કુતુબુદ્દી-નનો ભાઇ સૈફુદીન પોતાના ભાઇનું વેર લેવા સારૂ ફોજ તૈયાર કરી લાગલોજ ગીજની ઉપર ચઢી આવ્યો. તેવા-રે બેહેરામને પૂર્વ તરફના ડુંગરોમાં કિર્માનમાં નાશી જવું પડ્યું. તેણે ગીજનીના લોકોની પોતાના ઉપર પ્રીતિ બેસા ડવા માટે ઘણી મેહેનત કરી પણ તે વ્યર્થ ગઇ. પછી કે ટલાએક લોકોએ ફીતુર કરી બેહેરામને પાછા આવવાને

તેડું મોકલ્યું તેથી સેફુદીન અને બહેરામની ગીજની આ ગળ લઢાઇ થઇ તેમાં સેફુદીન ઘાયલ થઇને બહેરામને હાથે પકડાયો. તેથી તેણે તેની ઘણી બે આબરૂ તથા ઢેડ ફજેતી કરીને તેના બુરા હાલ કરી મારી નાંખ્યો. સેફુદ્દીનના વજીરને પણ તેણે સુળીએ દીધો આ ખબર મરનારના ભાઇ અલ્લાઉદ્દીનને જણાતાંજ તે અતિશય ક્રોધાયમાન થયો. અને પોતાના ભાઇનું વેર લેવા સારૂ બહેરામ ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યો. તેથી તેને રણભૂમી ઉપરથી ઘણું કરીને એકલાને નાસી જવું પડ્યું. ત્યાર પછી કંઇ વિચાર ન કરતાં અલ્લાઉદ્દીને સઘળા ગીજની શેહેરમાં એક સરખુંજ સત્યાનાશ વાળ્યું. ત્યાં ત્રણ દીવસ સુધી આગ લગાડીને લોકોની કતલ કરી. એ ઘોર કર્મ સાત દીવસ સુધી ચાલ્યું હતું એવું કેટલાકએક કહેછે. ગીજનીમાં જેટલા સૈયદ લોક એને હાથે આવ્યા તેટલાને સુળીએ દીધા, અને મહમૂદ, મસાઊદ, તથા ઇબ્રાહિમ સિવાય બાકીના સર્વ ગીજની વંશના રાજાઓની સુંદર કબરો ભાગી નાંખી. આથી તેની અપકીર્તિ ઘણી થઇ તેથી તેને હમેશાં જહાંસોજ એટલે દુનિયાં બાળનારો કહે છે, બેહેરામ હિંદુસ્તાન તરફ નાસતાં ઊપરની આફતોએ ક્ષિણ થઇ મરણ પામ્યો. એની પછી એનો છોકરો ખુશરૂ ગાદીએ બેઠો.

## ખુશરૂ.

ઈ૦સ૦ ૧૧૫૨ માં ગા. બે. ઈ૦સ૦ ૧૧૫૯માં મ.
પા. ૭ વ. રા. ક.

બેહેરામનો આ છોકરો લાહોર પહોચતાંજ ત્યાંના લોકોએ તેનો જયજયકાર કરી સ્વિકાર કર્યો. અને પોતાના શેહેરમાં સરકારની કાયમ ગાદી આવી માટે તેઓને આનંદ થયો. એના પછીએનો છોકરો ખુશરૂમલેક ગાદીએ બેઠો.

## ખુશરૂ મલેક.

ઈ૦સ૦ ૧૧૫૯ માં ગા. બે. ઈ૦સ૦ ૧૧૮૬
માં પદભ્રષ્ટ થયો. ૨૭ વ. રા. ક.

આ પાદશાહે પોતાના રહેલા પ્રાંતોમાં રાજ્ય કર્યા બાદ તે ગોરીવંશ વાળા મુસલમાનોએ ખુંચી લેઇ તેની સાથે ગીજનીવંશની સમાપ્તિ કરી.

---

# ગોરીવંશ.

## અલ્લાઉદ્દીન.

ઈ૦ સ૦ ૧૧૮૬ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૧૯૦માં મ.પા.
૪ વરસ રાજ કરયું.

અલ્લાઉદ્દીને પોતાના નાના અજ્ઞાન છોકરાને રાજ્ય મળવા માટે મરવા અગાઉ પોતાના બે ભત્રીજા ગ્યાસુદ્દીન તથા શાહાબુદ્દીન એઓને કેદમાં નાંખ્યા. એ સ્વભાવે ક્રોધી અને ઘાતકી હતો. એની પછી એનો છોકરો સેફુદ્દીન ગાદીએ બેઠો.

## સૈફુદ્દીન.

ઈ૦સ૦ ૧૧૯૦માં ગાદીએ બે. ઈ૦સ૦ ૧૧૯૧માં મ. પ.
૧ વરસ રાજ કરયું.

આ પાદશાહે તખ્તપર બેઠા પછી પોતાના બે પિત્રાઇ ભાઇઓને અલ્લાઊદ્દીને કેદમાં રાખ્યા હતા તેમને છોડીને પાછા પોત પોતાની સુબેદારી ઉપર મોકલ્યા. એ ઊદાર સ્વભાવનો હતો તોપણ પોતાના કુળમાંના બીજા લોકો પ્રમાણે એ પણ ઘણો ડંખી હતો. એ એનામાં મોટો દુર્ગુણ હતો. એને ગુઝ નામના તાતાર લોકો સાથે લડાઇ ચાલી હતી. તેમાં અબુલઅબ્બાસ નામના સરદારે તેને ભાલો મારયો તેથી તે મરણ પામ્યો. એના પછી એનો મોટો પિત્રાઇ ભાઇ ગ્યાસુદ્દીન તખ્તાધિપતી થયો.

## ગ્યાસુદ્દીન

ઈ૦સ૦ ૧૧૯૧માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૦૨ માં મ. પા.
૧૧ વરસ રાજ કરયું.

ગ્યાસુદ્દીને ગાદી ઉપર બેઠા પછી પોતાના ભાઇ શાહાબુદ્દીનને પોતાની સાથે રાજ્ય કારભાર કરવામાં મદદે લીધો; અને છેવટ સુધી સર્વ લશ્કરી કામ તેને સોપ્યું હતું. એણે લાહોર તથા સિંધમાં સ્વારીઓ કરી જય મેળવ્યો. તથા તેણે હિંદુસ્તાનમાં ઘણી સ્વારીઓ કરી હતી. એણે પૃથુરાજ સાથે લડાઇઓ કરી છેવટે જય મે

જ્યો તથા જે મુસલમાની રાજ્ય અંગ્રેજ લોક આવતા સુધી ચાલ્યું હતું તેનો પાયો શાહાબુદ્દીનેજ ઘાલ્યો હતો. ગ્યાસુદ્દીને હિરાતમાંની મોટી મસિદ બાંધી તેની શોભા અજાએબ જેવી હતી. એના પછી શાહાબુદ્દીન ગાદીએ બેઠા.

## શાહાબુદ્દીન.

ઈ૦સ૦ ૧૨૦૨માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૦૬ માં મ. પા. ૪ વર્ષ રાજ કર્યું.

ગાદીએ બેઠા પછી આ પાદશાહે ખારીજમના રાજાનું નિર્મૂળ કરવા સારૂ તેની ઉપર સ્વારી કરી તેને હરાવ્યો. પણ પછી બીજી લડાઇમાં તેનો કેવળ પરાજય થયો. શાહાબુદ્દીને પોતાની પક્ષના કેટલાએક લોક એકઠા કરીને પ્રથમ મુલતાન લીધું પછી પંજાબ પ્રાંત ઉપર સ્વારી કરીને તે પ્રાંત લીધો. અને ગકર લોકો પાસે મુસલમાની ધર્મ કબુલ કરાવ્યો. એક દિવસે બાદશાહ સિંધુ નદી ઉપર છાવણી કરીને રહ્યો હતો, તે મધ્ય રાત્રે શાહાબુદ્દીનના તંબુમાં ગકર લોકે પ્રવેશ કરી તેનો પ્રાણ લીધો.

શાહાબુદ્દીને ઘણી દોલત મેળવી રાખી હતી. એ ઘણો હિંમતવાન હતો. અને એણે સુલતાન મહમૂદ કરતાં વધારે દેશો મેળવ્યા. પરંતુ મહમૂદ સરખું શાણપણ અને બુદ્ધિ એ એનામાં નહતાં. એના મરણ વખતે માળવા તથા પાસેનો કેટલોએક પ્રાંત બાદ કરીને સર્વ ઉત્તર હિંદુસ્તાન એના તાબામાં હતું. એની પછી એનો ભત્રીજો

મહમૂદ ગાદી ઉપર બેઠો.

## મહમૂદ.

ઈ० સ० ૧૨૦૬ માં ગા. બે. ઈ०સ० ૧૨૧૨ માં મ.પા.
૬ વર્ષ રાજ કર્યું.

એણે ગાદી લીધા પછી એના કાકાના સર્વ મુલકમાં એના નામની દવાહી ફેરવી. અને તેમાંના સર્વ અમલદારોએ પણ એનું ધણીપણું કબુલ કર્યું. તથાપી એ તખ્ત ઊપર બેસતાંજ રાજ્યના એકદમ વિભાગ પડીને તેમાંથી જુદાં જુદાં રાજ્યો થયાં; તેઓનું નામધારી અધિપતીપણું પણ એની પાસે રહ્યુ નહીં.

શાહબુદ્દીનને છોકરો નહોતો. તેથી તે તુર્કી ગુલામોના છોકરા પાસે રાખતો હતો. તે મરણ પામ્યો ત્યારે તેના હાથ નિચે હુશિઆર થયેલા ગુલામોમાંથી ત્રણ ગુલામો પાસે મોટાં સુબાનાં કામ હતાં. કુતબુદ્દીન પાસે હિંદુસ્તાનની એલદોજ પાસે ગીજનીની અને નાસરૂદ્દીન પાસે મુલતાન તથા સિંધ એઓની સુબેદારી હતી શાહાબુદ્દીન મરણ પામ્યા પછી એ તેના ત્રણે ચાકરો સ્વતંત્રજ થઈ ગયા; તેને લીધે ગોર, હિરાત, સિસ્તાન, તથા ખુરાસાનનો પૂર્વ ભાગ એ પ્રાંતો માત્ર મહમૂદના તાબામાં હતાં મહમુદની રાજ્યધાની ફિરૂજકોહોમાં હતી. એની સાથે ગોરીવંશની સમાપ્તિ થઈ.



# ગુલામવંશ.

## કુતુબુદ્દીન.

ઈ૦ સ૦ ૧૨૦૬માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૧૦ ગાંમ. પા.
૪ વ. રા. ક.

કુતબુદ્દીન નાનો હતો ત્યારે એને નિશાપુરમાંના કોઈ તવંગર ગૃહસ્થે ખરીદ કરચો હતો. ત્યાર કેડે તેને આરબી તથા ફારસી ભાષા શિખવ્યા પછી તે ગ્રહસ્થે તેને કોઈ વેપારીને ત્યાં વેચ્યો. તે વેપારીએ એને, સુલતાન શાહાબુદ્દીનને અર્પણ કરચો. કુતબુદ્દીને તેની મેહેરબાની જલદીથી સંપાદન કરી લીધી. તેથી તેને ગાદી મળી. એ ફકત ચાર વર્ષ ગાદી ઊપર હતો; પરંતુ તે પેહેલાં તેણે શાહાબુદ્દીનની તરફથી ૨૦ વર્ષ સુધી કારભાર કરચો હતો.

કુતબુદ્દીન નિતીવાંન અને સદ્દગુણી પાદશાહ હતો, એવી એની અક્ષયકિર્તિ એની પાછળ રહી છે. એણે દિલ્લીમાં ગાદી સ્થાપી એની પછી એનો છોકરો આરામ દિલ્લીના તખ્ત ઊપર બેઠો.

## આરામ.

ઈ૦ સ૦ ૧૨૧૦ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૧૧ મા પ.
૦ બ૦ ૫૦ ૧ વ૦ રા૦ ક.

એનામાં રાજ્ય કારભાર કરવાની શકિત નહોતી. તેથી તેના બનેવી અલ્તમશે એક વર્ષમાં તેને હરાવી. મારી નાંખ્યો. અને પછી પોતે તખ્તાધિપતિ થયો.

## અલ્તમશ.

ઇ૦સ૦ ૧૨૧૧માં ગા. બે. ઇ૦સ૦ ૧૨૩૬ મ.પા. ૨૫ વ. રા.ક.

અલ્તમશ મોટાકુળનો તથા ખુબસુરત હતો. તેને એના ભાઇઓએ દ્વેશ બુદ્ધિથી ૫૦ હજાર રૂપીએ કુતબુદીનને વેચાતો આપ્યો. પછીતે દરજે ચઢતાં ચઢતા તેનો જમાઇ થઇ તેની પાછળ ગાદીએ બેઠો. એણે પોતાની હકુમત બંગાળા, બહાર, અને માળવા સુધી વધારી. જ્યારે એણે ઉજન લીધું ત્યારે તેણે ત્યાંનું મહાકાલેશ્વરનું મોટું દેરૂ ખોદી નાંખ્યુ, તથા બાર મોટાં શિવલીંગોનો નાશ કરી તેના કડકા દિલ્હીની મસિદના ઊંબરા ઉપર ચણાવ્યા.

દિલ્લી પાસે કુતબ મિનાર નામનો સુંદર મનારો એ બાદશાહના રાજ્યમાં પુરો થયો. એ મનારાની ઊંચાઇ ૧૨૧ ગજછે, અલ્તંમશ પછી એનો છોકરો રૂકનુદીન ગાદીએ બેઠો.

## રૂકનુદ્દીન.

ઇ. સ. ૧૨૩૬માં ગા. બે. એજસાલમાં ૫. જ.થ. ૭ મા.રા.ક.

આ પદશાહે રામજણીઓ, ગવૈયા, તથા ખુશ મસ્કરા એઓ ઊપર દ્રવ્યનો વરસાદ વરસાવ્યો, અને રાજ્ય કારભાર પોતાની માને સોંપ્યો. તે જુલમ તથા કુર કર્મો કરવા લાગી તેથી સર્વ લોકોએ કંટાળી બંડ કર્યું. અને સાત મહિના પછી એની બેન રજિયાબેગમને ગાદીએ બેસાડી.

## રઝીઆબેગમ.

ઈ૦ સ૦ ૧૨૩૬ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૩૯ માં મ.
પા. ૩ વ. રા. ૬.

જે ગુણો રાજામાં હોય છે તે સર્વ એ બેગમમાં હતા. એ કુરાન શુદ્ધ રીતે વાંચતી અને કામકાજમાં એટલી હુશિઆર હતી કે જ્યારે અલ્તમશ, દક્ષિણમાં સ્વારીઓ કરવા જતો ત્યારે રાજ્ય કારભાર પોતાના છોકરાઓને ન સોંપતાં એને હવાલે કરતો હતો તેણે પ્રથમ એક બે બંડો ભાગવામાં પોતાની હુશિયારી, તથા શુરાતન બતાવ્યું. એ પોતે સુલતાનનો હમેશાં પોશાક પેહેરીને પોતાના તખ્ત ઉપર આવીને બેસતી. પહેલાંના રાજ્યમાં જે અવ્યવસ્થા થઈ હતી તે એણે સુધારી અને કાયદા ફરીથી તપાસીને સુધાર્યા, જે મોટા મોટા ટંટા દરબારમાં થતા તેઓનો ઈનસાફ એ જાતે કરતી હતી. આ પ્રમાણે નીતિમાન તથા બુદ્ધિમાન રાજાઓના સર્વ ગુણો એનામાં હતા. પરંતુ તે તેના એક હબશી ઘોડેસ્વાર ઉપર અતિશય પ્રિતિ રાખતી હતી. અલતુનિયા નામના તુર્કી સરદારે બંડ કર્યું તેમાં એ કેદ પકડાઈ. પછી એ બેગમે અલતુનિયા સરદારને વશ કરી તેની સાથે લગ્ન કર્યું. અને ફોજ જમાવી દિલ્લી ઉપર ચઢાઈ કરી તેમાં એ તથા એનો વર બંને માર્યાં ગયા. એના પછી એનો ભાઈ મોઈજુદ્દીન ગાદીએ બેઠો.

## મોજુદ્દીન.

ઈ૦સ૦ ૧૨૩૯ માં ગા. બે. ૧૨૪૧ માં મ. પા.
૨ વર્ષ રાજ કરયું.

આ બાદશાહની કારકિર્દિમાં મોગલ લોકોની એક ફોજે હલ્લો કરી ઠેઠ લાહોર સુધી ચાલ કરી. તેને લીધે એણે ઘણી ફોજ એકઠી કરી તેમાં ફિતૂરો ઉઠી એ ફોજે એને કેદ કર્યો. અને છેવટે તે મારયો ગયો. એની પછી રૂકનુદ્દીનનો છોકરો અલ્લાઊદ્દીન ગાદીએ બેઠો.

## અલ્લાઊદ્દીન.

ઈ૦સ૦ ૧૨૪૧ માં ગા. બે. ઈ૦સ૦ ૧૨૪૪માં મ. પા.
૩ વર્ષ રાજ કરયું.

એના રાજ્યમાં સદરહુ પ્રમાણેજ અવસ્થા થઈ. તેમાં વળી એ ક્રુર અને વિષયી હતો તેને લીધે ઘણોજ બગાડ થયો. એની કારકિર્દિમાં મોગલ લોકોએ બે હલ્લા કરયા. એના પછી અલ્તમશના છોકરાનો છોકરો નાસરૂદ્દીન ગાદી ઉપર બેઠો.

## નાસરૂદ્દીન.

ઈ૦સ૦ ૧૨૪૪ માં ગા. બે. ઈ૦સ૦ ૧૨૬૬ માં મ.પા.
૨૨ વર્ષ રાજ કરયું.

આ પાદશાહે ગાદી મેળવ્યા પછી ગ્યાસુદ્દીન બુલબન નામના વજીર ઉપર ભરોંસો રાખી તેને બધો રાજ્ય કારભાર સોંપ્યો. આ પાદશાહે કલંજર શેહેર સુધી યમુના

ની બંને તીરના પ્રદેશોમાં પોતાની સત્તા બેસારી પછી ત્રણ વર્ષમાં મેવાડ નામનો પહાડી મુલક, તથા રતનભોર નામનો પાસેનો પ્રદેશ, અને ચિતોડ નામનો દુરનો પ્રાંત, એ સર્વ ઠેકાણે પોતાનો અમલ બેસાર્યો. પછી નર્વડ, અને દેરી, એ બંને કિલ્લા તાબે કર્યા કેડે માળવામાં પોતાની સત્તા ચાલૂ કરી.

નાસરૂદ્દીન ફકિરી ચાલનો હતો. અને પુસ્તકોની નકલો કરી તેની ઉપજમાંથી પોતાનો બધો ખાનગી ખર્ચ ચલાવતો હતો. એનું ખાણું અતિશય સાદુ હતું. કોઈ દાસીની મદદ શિવાય ખાણું રાણી પોતે તૈયાર કરે એવો હુકમ રાણીને તેણે આપ્યો હતો. આ પાદશાહ એક પત્નિ હતો. એક દિવસે તેના લખેલા ગ્રંથમાંથી એક અમીરે ચુકો કાઢી, તે બાદશાહે તેજ વખતે સુધારી. પણ તેના ગયા પછી પાછા પહેલાં હતા તેજ અક્ષર લખ્યા. કોઈએ એનું કારણ પુછતાં તેણે જણાવ્યું કે તે અમીરનું મન દુખવવા કરતાં તેમ લખવું મને ઠીક લાગ્યું. આ તેની ભલાઈનો એક દાખલા છે. નાસરૂદ્દીન પછી તેનો વજીર બુલબન ગાદી ઉપર બેઠો.

## ગ્યાસુદ્દીન બુલબન.

ઈ૦સ૦ ૧૨૬૬ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૨૮૬ માં મ. પા.
૨૦ વર્ષ રાજ કરયું.

બુલબન અલ્તમશ પાસે એક તૂર્કિ ગુલામ હતો.

પછી અલ્તમશે તેને પોતાની એક છોકરી આપીને આ-બરૂએ ચઢાવ્યો.

ગ્યાસુદ્દીન તરૂણ છતાં ઘણો મદ્યપી હતો; પરંતુ એ વ્યસન તેણે છોડ્યા પછી જો બીજાએ તે લગારેક પીધો હોય તો તે તેને ભારે સજા કરતો. અપરાધી સુબેદારને કોઇ કોઇ વખત પોતાના દેખતાં જીવ જતાં સુધી કોરડા નો માર તે મરાવતો. મોગલોએ ગાદી ખુંચી લઇને જે રાજાઓને કાઢી મુકયા હતા. તે બધા રાજાઓ તેના આ-શરા નિચે આવી રહ્યા; કવિઓ અને પંડીતોએ પણ તે-નો આશરો પકડ્યો. તેથી આ બાદશાહ મોટાઇ માનતો પણ એ સદાચરણી છે એવું જાણીને કંઇ તેઓ એની પાસે આવ્યા નહતા.

મેવાડમાં લોકો એની સામે થયા માટે તેણે ત્યાંનાં ૧૦૦૦૦૦ માણસોને ગરદન મારયા એના મરણ પછી કે-કુબાદને ગાદી મળી.

## કેકુબાદ

ઇ૦સ૦ ૧૨૮૬માં ગા૦બે૦ ઇ૦સ૦ ૧૨૮૮માં મ૦
પા૦ ૨ વ૦ રા૦ કો૦

આ પાદશાહ ગાદી ઊપર બેઠો, ત્યારે એનું વય ૧૮ વર્ષનુ હતુ. એ બેહદ વિષયી હતો. એને નિજામુદ્દીન નામ-નો નઠારો વજીર મળ્યો હતો તે રાજ્ય મળવાની લાલચે બાદશાહના દુર્ગુણોને અધિકાધિક ઊત્તેજન આપતો હતો.

બાદશાહના પિત્રાઈ ભાઈ કૈખુશરૂને મારા મોકલી એ વ-
જીરે મરાવ્યો વળી દિલ્લીમાં નોકર રહેલા ઘણા મોગલોને
વિશ્વાસઘાત કરી મારી નાંખવા બાદશાહને સલાહ
આપી. પણ એ ઠરાવ અમલ થયા અગાઉ કૈકુબાદનો બા-
પ બકારાખાન એ સર્વ વર્તમાન સાંભળી પોતાના છો-
કરાના હિતનો બંદોબસ્ત કરવા બંગાળેથી ફોજ લેઈને આ-
વ્યો ત્યારે નિઝામુદ્દીનની શિખવણી ઉપરથી બાદશાહ લઢાઈ
ની તૈયારીએ તેની સામો ગયો. પણ બાપ દીકરાની મુલા-
કાત થયા પછી કૈકુબાદ બાપના ગળામાં બાથ ભીડી અ-
ને તેનુ બહુ સન્માન કર્યું. અને તેને સિંહાસન ઉપર બે-
સાડ્યો. પણ વજીરના આગળ પોતાના દીકરાનું કંઈ ચા-
લતું નથી એવું જોઈ બકારાખાન પાછો બંગાળે ગયો. પ-
છી બાદશાહે સાવધ થઈને તેના વજીરને ઝેર દેવરાવી મરાવ્યો.

કૈકુબાદ વિષયાશક્તપણામાં તથા દુર્વ્યસનોમાં ગ-
રક થયાથી તેનું શરીર ક્ષીણ થઇ ગયું તેથી એને લક-
વાનો (પક્ષઘાતનો) રોગ થયો. તેને લીધે તે રાજ્યને ઉ-
પયોગી નથી એવું ઠરાવી ખિલજી ફોજે તેને મારયો અ-
ને પોતાના સરદાર જલાલુદ્દીનને તખ્ત ઉપર બેસાડ્યો.
એ રીતે ગુલામવંશ લય પામ્યો.

## ખિલજીવંશ.

### જલ્લાલુદ્દીન

ઈ॰ સ૰ ૧૨૮૯ માં ગા. બે. ઈ૰ સ૰ ૧૨૯૫ માં મ.

પા. ૭ વ. રા. કે.

આ બાદશાહ ગાદી ઉપર બેઠો ત્યારે એની ઉમર ૭૦ વર્ષની હતી. ગ્યાસુદ્દીન બુલબનના ભત્રીજા મલેક જ્જાજુએ એની સામે બંડ કર્યું. તેને પોતાના છોકરા અરકલ્લીખાને પકડ્યા છતાં બાદશાહે તેને છોડી મુક્યો; અને મલેક જ્જાજુને જન્મ સુધી સારી નેમણુંક બાંધી આપીને મુલતાનમાં મોકલ્યો. આથી તે દયાળુ અને કોમળ મનનો હતો એવું સાફ માલમ પડે છે. એ કોઇને કદી દેહાંત દંડ કરતો નહીં. જલાલુદ્દીન અપરાધીઓને શિક્ષા ન કરતાં માફ કરતો. તેથી રાજ્યમાં બંડો તથા ચોરો નો ઉપદ્રવ ઘણો થતો. એને કરાના સુબેદાર તેના ભત્રીજા વિશ્વાસઘાતી અને પાપી અલ્લાઉદ્દીને મારી તેની પછી તખ્તઅધિપતી થયો.

## અલ્લાઉદ્દીન.

ઇ૦ સ૦ ૧૨૯૫ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૩૧૬ માં મ. પા. ૨૧ વ. રા. ક.

અલ્લાઉદ્દીને તખ્ત ઉપર બેસતાંજ પોતાના બે પિત્રાઇ ભાઇઓને મારી પોતાની વિધવા કાકીને કેદમાં રાખી.

એણે હિંદુઓ ઉપર જય મેળવી કીર્તિ વધારી. ગુજરાત ઉપર ચઢાઇ કરી તેની રાજ્યધાની લીધી. મેવાડનો મુખ્ય કિલ્લો ચિતોડ લીધો તેલંગણની રાજ્યધાની વરંગુળનો નાશ કીધો તથા બીજી ઘણી લઢાઇઓમાં જય મે-

જ્યો. આ બાદશાહે જલ્લાલુદ્દીનની કારકીર્દીમાં મોટું પરાક્રમ કરી દેવગિરીના રાજા રામદેવનો પરાજય કરી દક્ષિણમાં ઘણો દેશ જીતી લીધો હતો.

અલ્લાઉદ્દીન મૂર્ખ અને સ્વછંદી તેમજ નિર્દય અને જુલમી હતો. તથાપી એણે ઘણા દેશો જીત્યા; એટલા બીજા કોઇ પણ મુસલમાન રાજાએ પેહેલાં હિંદુસ્તાનમાં મેળવ્યા નહતા એના કેટલાક કાયદા અક્કલથી દૂર હતા, અને તેણે કરીને લોકોને દુઃખ પહોચતું. અલ્લાઉદ્દીને જેવું રાજ્ય મેળવ્યું તેવોજ બંદોબસ્ત પણ મોટી ચતુરાઇથી રાખ્યો હતો. કાફુરે ઝેર દીધાથી એ મરણ પામ્યો. એના પછી એનો વજીર કાફુર ગાદીએ બેઠો.

### કાફૂર.

ઇ૦ સ૦ ૧૩૧૬ માં ગા. બે. ઇ૦સ૦ ૧૩૧૭ માં મ.પા.
૧ વર્ષ રાજ કરયું.

કાફૂરે અલ્લાઉદ્દીનના બે વડીલ છોકરાઓના આંખો ફોડી, અને પછી થોડાકજ દિવસમાં મુબારિકને મારવા સારૂ પણ મારા મોકલ્યા; પરંતુ તે મારાઓને રાજાના ઉપરથી તેઓએ એના જીવને નુકશાન પહોચાડ્યું નહી. આગળ કાફૂરને તજવીજ કરવાની ફુરસદ મળવાની અગાઉ બાદશાહી હજુર પેહેરાના લોકોના સરદારે પોતાના માણસો લઇને કાફૂરનેજ ઠેર માર્યો. અને મુબારિકને લાગલોજ સિંહાસન ઉપર બેસાડ્યો.

## મુબારિક.

ઈ૦સ૦ ૧૩૧૭ માં ગા. બે. ઈ૦સ૦ ૧૩૨૧ માં મ. પા.
૪ વર્ષ રાજ કરયુ.

આ બાદશાહે ગાદીએ બેઠા પછી તરતજ પોતાના છેક નાના ભાઈની આંખો ફોડી નાખી ને પેહેરા ઉપરના સરદારોએ એને ગાદી ઉપર બેસાડયો હતો, તેઓના જીવ લીધા. પોતાના ગુલામોમાંથી ઘણાઓને મોટી પદવીએ ચઢાવ્યા; અને તેઓમાંથી એક મુસલમાન થએલા હિંદુને ખુશરૂખાન એવો કિતાબ આપીને તેને પોતાનો વજીર કર્યો. ૧૭૦૦૦ બંધિવાનો કેદમાં હતા તેમને છોડી દીધા. આથી રાજ્યમાં અંધેરના ચિન્હો દેખાવા લાગ્યાં. જેમ મુબારિકે ઉપરનાં ખરાબ કામો કર્યા, તેમ એણે કેટલાં એક સારાં કામો પણ કરયાં. અલ્લાઉદ્દીને જે જમીનો જપ્ત કરી હતી. તે એણે તેના માલિકોને પાછી આપી. જે સખત કર તેણે બેસાડ્યા હતા તે દૂર કર્યા;

તે પ્રમાણેજ પોતાના કારકીર્દિને આરંભેજ એક મોટી બાહાદુરી કરી. એણે ગુજરાત પ્રાંત સર કર્યો અને પોતે જાતે સ્વારી કરીને દક્ષિણમાં રાજા હરપાળને હરાવ્યો. પરંતુ ઘણી નિર્દયતાએ તેના શરીરના ચામડી તેના જીવતાપણે ઉકેલી કઢાવી. પછી પોતે દિલ્લી ગયો ત્યાં અતિ નિંદ્ય તથા ત્રાસદાયક દુરાચરણ કરવા લાગ્યો. તે એવી વેષે ઉમરાવ લોકોને ઘેર નાચવા સારૂ જતો હ-

તો; તથા હુમેશાં છાકટો રેહેતો. આવા બાદશાહની કારકીર્દિ-માં ઘણાં ફિતરો અને બંડો એક પછી એક હમેશાં થતાં હતાં.

ત્યાર પછી ખુશરૂએ તેના ગાંડા ધણીનો જીવ લેઇ, પોતે તખ્તાધિપતી થયો.

## ખુશરૂ.

ઈ. સ. ૧૪૨૧ માં ગા. બે. ઈ. સ. ૧૩૨૧ માં મ. પા-
૫ માસ રાજ્ય ક.

એણે ગાદીએ બેઠા પછી અલ્લાઉદ્દીનના વંશમાંના જેટલા લોક જીવતા હતા, તેટલા મારી નાંખ્યા. તે દુષ્ટ સ્વભાવનો હતો, તેથી તેણે ઘણા પાપો કર્યાં. છેવટે પંજાબના સુબેદાર ગાજીખાને પોતાના હાથ નિચેના અનુભવી લશ્કરને સાથે લેઇને, ખુશરૂનો પરાજય કરી, તેના ઉમર તથા તેના રાજ્યની એક કાળે સમાપ્તિ કરી. પછી દિલ્લીમાં પ્રવેશ કરીને ડંડેરા પિટાવ્યો, કે બાદશાહના કુળમાંનો જો કોઇ પુરૂષ હોય, તો તેને ગાદી ઉપર બેસાડવાની મારી મરજી છે પરંતુ તજવીજ કરી જોતાં ખિલજીવં-શનો કોઇ જીવતો રહ્યો નથી. એવું જોઇને, ગાજીખાંન તઘલખને ગ્યાસુદ્દિન એવો કિતાબ આપીને સર્વેએ ગાદી ઉપર સ્થાપ્યો.

## તઘલખવંશ.

### ગ્યાસુદ્દીન

આ બાદશાહ બુલબનની દાસીનો પુત્ર હતો અને સિંહા

સન પ્રાપ્ત થયા, પછી પોતે તારીફ કરવા લાયક છેવટ સુધી રાજ્ય ચલાવ્યું. પ્રથમ એણે પોતાના રાજ્યની અંદરની સ્થિતિ સુધારી. દક્ષિણમાં અવ્યવસ્થા થવાથી, તેણીમેરનો બંદોબસ્ત કરવાસારૂ તેણે પોતાના છોકરા જુનાખાનને મોકલ્યો. જુનાખાને ત્યાં સર્વ બંદોબસ્ત યથાસ્થિત કર્યો તે પછી તે વરંગુળમાં ગયો ત્યાં એનું કંઇ ચાલ્યું નહીં. બીજી સ્વારીમાં જુનાંખાને બેદર નામનું મોટું મજબુત શેહેર લીધું. પછી વરંગુળ જીતી લીધું અને ત્યાંના રાજાને કેદ કરીને દિલ્લી આંણ્યો.

ત્યાર પછી બાદશાહ પોતે બંગાળામાં ગયો; એ સ્વારીમાં તેણે ઢાકાપ્રાંતમાં કંઇ બખેડા થયા હતા તે મટાડ્યા. પછી પાછા આવતાં બાદશાહે તિરહુત પ્રાંત લેઇને ત્યાંના રાજાને કેદ કર્યો.

ગ્યાસુદ્દિન દિલ્લી પાસે આવ્યો ત્યારે એના વડીલ પુત્ર જુનાખાને પોતાના બાપનો સત્કાર કરવા સારૂ લાકડાનો તંબુ ઠોકાવ્યો હતો. તેમાં બાદશાહ પોતાના બીજા વહાલા છોકરા સાથે દાખલ થયો. પણ પછી તંબુ અકસ્માત પડી જવાથી તેઓ કચરાઇ મુઆ; એ વખતે જુનાખાન ત્યાં નહોતો તેથી એવું અનુમાન થાયછે કે એ કાવત્રું એણે કરાવ્યું હશે.

દિલ્લીમાં તઘલખાબાદ નામની સુંદરઘડી ગ્યાસુદ્દિને બંધાવેલી અદ્યાપી પ્રસિદ્ધ છે. એના પછી એના છોક-

રો ચુનાખાન સુલતાન મહમ્મદ એવો કિતાબ ધારણ કરી અતિશય ઠાઠ માઠથી તખ્ત ઉપર બેઠો.

**મહુમ્મદ.**

ઈ૦ સ૦ ૧૩૨૫ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૩૫૧ માં મ.
પા. ૨૬ વ. રા. ક.

આ બાદશાહે ગાદી ઊપર બેઠા પછી પોતાના દોસ્તો અને વિદ્વાન લોકોને ઘણી બક્ષિસો તથા પેનશનો આપ્યાં. એજ પ્રમાણે એણે દવાખાનાં કાઢ્યાં ધર્મશાળાઓ બધાવી અને પોતાની કારકિરદીમાં વિદ્વાન લોકોને અતિશય આશ્રય આપ્યો; તેણે કરીને તેઓ એની બેહદ સ્તુતિ કરતા. તે વખતે એના જેવો વકતા અને કુશલ બાદશાહ કોઈ નહતો. એની સ્મૃતિ અજાએબ હતી. તે સારો ન્યાય શાસ્ત્ર જાણનારો અને તેવોજ યુનાની લોકોના તત્વ શાસ્ત્રમાં નિપુણ હતો. ગણિત, તથા શિદ્ધ પદાર્થ વિજ્ઞાન, એઓ ઉપર એને ઘણી પ્રિતિ હતી. એ નિમાજ ઠરાવેલી વખતે પઢતો હતો, દારૂને કદી અડકતો નહી; લડાઈમા બહાદુરી અને ચંચળાઈ વિશે એ પ્રખ્યાત હતો. તે પોતાના આચરણ ધર્મ પુસ્તકોમાંના નીતિ વચનો પ્રમાણે રાખતો હતો. આ સર્વ ગુણો ઉપરથી એ કોઈ અદભુત પુરૂષ છે એવું તે વખતમાં સર્વ બાદશાહો માનતા.

એના એટલા ગુણો છતાં તે વ્યર્થ હતા, પોતાની મરજીમાં આવે તે કરવાની ટેવ હોવાથી માણસને જે મદ

ચડે છે તે એનામાં હતો એનામાં કાંઇ ગાંડપણ હતું, એ વું નિચેના વર્ણન ઉપરથી અનુમાન થાય છે.

એણે પ્રથમ ઇરાન જીતવાનો ડોળ ધાલી ૩૭૦૦૦૦ ઘોડેસ્વાર વિગરેની ભારે ફોજ એકઠી કરી તેથી એનો સ ર્વ ખજાનો ખલાસ થયો તેથી બધા મુલકોની ધુળધાણી એણે કરી.

ત્યાર પછી ચીનદેશ જીતીને અને ત્યાનું શ્રીમાન રાજ્ય લુટીને આપણો ખાલી ખજાનો ભરવો એવો એણે ઠરાવ કર્યો. અને ૧૦૦૦૦૦ માણસની ફોજ ત્યાં તે કામ સારૂ મોકલી. તેમને ચીનાઓએ હરાવ્યા અને તેઓ પાછા આવતાં પંદર દિવશમાં આખી ફોજ મરણ પામી. પોતાની ધારણાગાં પોતે નિષ્ફળ થયો, તેથી તેણે ખજાનો ભરવા બીજા અનાદી ઉપાય કર્યા. તે એ કે તેણે રૂપાને બદલે તાંબા નાણું ચલાવવા માંડ્યું આથી તે ભારે તંગીમાં આવી પડ્યો; ખેડુતો ઉપર ભારે વેરા નાંખ્યા. તેથી તેઓ ખેતરો છોડી જંગલમાં જતા રહ્યા, પછી જેમ જેમ એને વધારે તંગી પડવા લાગી તેમ તેમ એ વધારે જુલમ કરવા લાગ્યો. એણે પોતાની રાજ્યધાની દિલ્લીથી દોલતાબાદ આણી અને દિલ્લીના લોકોને જુલમથી ત્યાં જવાનો હુકમ કર્યો. એ જ આવમાં હજારો માણસ માર્ગમાં મરી ગયાં આથી રઇયતને ઘણીજ પીડા થઇ એવી આગળ કોઇ રાજાના વખતમાં થઇ નહતી. એ

ક વખતે દિલ્લીથી દોલતાબાદ જતાં તેનો એક દાંત પડ્યો તે મોટા ઠાઠ માઠથી દાટી તે ઉપર તેણે કબર બાંધી એની કારકીર્દીમાં ઠામ ઠામ બંડો થયાં હતાં.

એ બાદશાહના દરબારમાં આફ્રિકામાંનો એક ભણેલો આરબ ઇબન બતુતા કરીને કંઈ વર્ષ સુધી હતો. તેણે એ રાજ્યની વ્યવસ્થા જોઇ તે પ્રમાણે યથાસ્થિત વર્ણવેલી છે.

એના પછી એનો ભત્રીજો ફિરોજુદ્દીન ગાદીપતિ થયો.

## ફીરોજુદ્દીન.

ઇ૦ સ૦ ૧૩૫૧ મા ગા. બે. ઇ૦ સ૦ ૧૩૮૮ માં મ.
પા. ૩૭ વ. રા. ક.

આ બાદશાહના વખતમાં મોટી મોટી લડાઇઓ થઇ નથી. એણે ઘણા ડહાપણથી પોતાના કાયદા કર્યા. તેમજ લોકોપયોગી કામો પણ ઘણાં કર્યાં તેથી એ પંકાએલો છે. લોકોના શરીરને ઇજા કરવાનો અને હાથ પગ ઇત્યાદી અવયવો કાપવાનો ચાલ હતો તે એણે બંધ કર્યો. ઘણા ત્રાસ દાયક કર માફ કર્યા. ખેતીને પાણી મળવા સારૂ ૫૦ નદીઓને બાંધ બંધાવ્યા, ૪૦ મસીદો બાંધી, ૩૦ વિદ્યાલયો સ્થાપ્યાં, અને ૧૦૦ ધર્મશાળાઓ ચાલુ કરી, આ શિવાય ૩૦ તળાવો, ૧૦૦ દવાખાનાં, ૧૦૦ હમામખાનાં (નહાવાની જગા) અને એ શિવાય બીજાં ઘણાં સુખ દાયક અને શોભાયમાન કામો કર્યાં. એ કામો હમેશાં ચા-

લવા માટે તેઓને જમીનોની નિમણુંક કરી આપી હતી. એણે એક નેહેર યમૂના નદીથી કર્નાળ, હાંસી તથા હિસ્સાર એઓ સુધી બાંધેલી છે. એ નેહેર ગાગર નદી સુધી ગએલી છે. તે સુમારે ૧૦૦ કોસ લાંબી છે.

ફિરોજુદ્દીન સ્વભાવે શાણો હતો તે ૯૦ વર્ષની ઉમરે મર્ણ પામ્યો એના પછી એનો પુત્ર નાસરૂદ્દીન ગાદીએ બેઠો.

## નાસરૂદ્દીન.

ઈ૦સ૦ ૧૩૮૮ માં ગા. બે. ઈ૦સ૦ ૧૩૮૯મા ૫. બ્ર. ૫.
૧ વર્ષ રાજ કર્યું.

આ બાદશાહે પોતાનો અધિકાર હુંશિયારીથી ચલાવ્યો નહીં તેને લીધે તેના બંને પિત્રાઇ ભાઇઓએ દિલ્લીમાં ફિતૂર કરીને તેને હાંકી મુક્યો. તેથી તેને સરમોરના પહાડમાં નાસી જવું પડ્યું. એ ઘણો નબળો તથા બેવકુફ બાદશાહ હતો. એની પછી ફિરોજુદ્દીનના બીજા એક છોકરાનો છોકરો ગ્યાસુદ્દીન ગાદીએ બેઠો.

## ગ્યાસુદ્દીન બીજો.

ઈ૦ સ૦ ૧૩૮૯ માં ગા. બે. એજ સાલમાં મ. પા.
૫ માસ રાજ કર્યું.

જે પિત્રાઇ ભાઇઓએ એને ગાદી ઉપર બેસાડ્યો હતો, તેઓની સાથે જલદીજ એને અણબનાવ થયો તેથી તેઓએ ગ્યાસુદ્દીનને કાઢીમુકી મારી નાંખ્યો. એની પ-

છી ફિરોજનો પૌત્ર અબૂબકર ગાદીએ બેઠો.

## અબૂબકર.

ઇ૦સ૦ ૧૩૮૯માં ગા. બે. ઇ૦સ૦ ૧૩૯૦માં પ. ભ્ર. થયો. ૧ વર્ષ રાજ કર્યું.

આ બાદશાહને પોતાના કાકા નાસરૂદ્દીન સાથે કજીઓ ચાલ્યો તેમાં નાસરૂદ્દીને દિલ્લીમાં કાયમ અમલ બેસાડ્યો અને પોતાના પ્રતિસ્પર્ધી અબૂબકરને જલદીજ કેદ કર્યો.

## નાસરૂદ્દીન.

ઇ૦સ૦ ૧૩૯૦ માં ગા. બે. ઇ૦સ૦ ૧૩૯૪ માં મ. પા. ૪ વર્ષ રાજ કર્યું.

નાસરૂદ્દીનની બીજીવારની કારકીર્દિમાં જ્યાં ત્યાં અવ્યવસ્થા ચાલી હતી તથાપિ એની વખતમાં ગુજરાતના સુબેદાર ફરતુલમુલ્કે બંડ કર્યું, તેનો મુજફરખાને પરાજય કર્યો. પછી પાદશાહી અમલ ઢીલો પડ્યો એવું જ્યાં ત્યાં અનુભવમાં આવવા લાગ્યું. એની પછી તેનો છોકરો હૂમાયુ ગાદી ઉપર બેઠો. પરંતુ તે ૪૫ દિવસમાં મુઆ પછી, તેના નાનાભાઇ મહમૂદ સિંહાસન ઉપર બેઠો.

## મહમૂદ.

ઇ૦ સ૦ ૧૩૯૪માં ગા. બે. ઇ૦ સ૦ ૧૪૧૨માં મ. પા. ૧૮ વ. રા. ક.

મહમૂદ ગાદી ઉપર બેઠો તેવારે તે નાનો હતો, એ

ની બાલ્યાવસ્થા અને રાજ્ય માંહેની અવ્યવસ્થા એ બે કારણોને લીધે ગુજરાતનો સુબેદાર મુજફરખાન સ્વતંત્રતાએ સત્તા ચલાવવા લાગ્યો. પછી માળવા તથા ખાનદેશમાં બંડો થયાં. અને બાદશાહના વજીરે જવાનપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

આ બાદશાહની કારકિર્દિમાં તૈમૂરલંગ કરીને કોઈ એક મોગલ સરદારે રૂશિઆ દેશથી સિંધુનદી સુધી દેશો જીતી હિંદુસ્તાન ઉપર સ્વારી કરી. અને દિલ્લી આવતાં રસ્તામાં જે શેહેરો આવ્યાં તે લુટી તથા બાળીને ત્યાંના લોકોને ઠેર મારી તે દિલ્લીમાં પેઠો; ત્યાં તેણે રસ્તામાંથી પકડેલા કેદીઓમાંથી ૧૫ વર્ષના ઉપરના તમામ લોકોને ઠેર માર્યા, તેમાં ૧૦૦૦૦૦ માણસો મારચાં ગયાં.

બાદશાહની ફોજ થોડી હતી તેને લીધે તેનો પરાજય થયો. અને મહમૂદ બાદશાહ ગુજરાતમાં જતો રહ્યો. પછી તૈમૂરલંગ પોતાને હિંદુસ્તાનનો બાદશાહ કહેવડાવવા લાગ્યો. દિલ્લીના લોકોને તેણે અભય વચન આપ્યા ઉપરથી તેઓ શરણ આવ્યા. તૈમૂરની ફોજ લોકો ઉપર જુલમ કરવા લાગી તેથી લોકો આડા આવ્યા. તેણે કરીને એ ફોજે લોકોની એક સરખી કતલ કરી. અને રસ્તાઓમાં મડદાંના ઢગલા થવાથી જવાના માર્ગ બંધ પડયા. પછી મોગલ ફોજ દરવાજા ભાગી શેહેરમાં પેઠી ત્યાર પછી શેહેરમાં જે કેહેર થયો, તે અતિ ભયાનક હતો. પાંચ

દિવસ સુધી શેહેરમાં લૂટ ચાલી અને આગ લાગી હતી, તે તૈમૂર નિરાંતે જોતો હતો. શેહેરમાં લૂટવાનું કંઈ રહ્યું નહીં, તથા હોજા માણસોના જીવ લેતા થાક્યા, ત્યારે તેણે પાછા જવાની આજ્ઞા કરી. અને જવાને દહાડે તૈમૂરે યમૂનાતિરે ફિરોજશાહની બંધાવેલી આરસ પહાનની મસિદમાં નમ્રતાથી પ્રાર્થના કરી ઇશ્વરનો આભાર માન્યો. અને ત્યાંથી તાતાર ગયો.

તૈમૂર ગયા કેડે દિલ્લીમાં બે મહિના સુધી કેવળ અંધેર ચાલ્યું. પછી મહમૂદ ગુજરાતમાંથી પાછો આવ્યો ત્યારે તે અને કોઇ એક ખાલ નામે સરદાર એ બંનેનો કંઇવાર સુધી ટંટો ચાલ્યો. ઇ૦ સ૦ ૧૪૦૫ આગળ તે સરદાર મુઆ પછી રાજ્ય ફરીને મહમૂદને તાબે થયું. તે તેણે મરતાં સુધી ભોગવ્યું. એની પાછળ દોલતખાન લોદીએ ૧૫ મહિના રાજ્ય કર્યા પછી તેને પંજાબના સુબેદાર ખિજરખાને ગાદી ઉપરથી કાઢી મુકી પોતે ગાદીપતી થયો.

---

## સૈયદવંશ.

### ખિજરખાન.

ઇ૦સ૦ ૧૪૧૪ માં ગા. બે. ઇ૦સ૦ ૧૪૨૧ માં મ. પા.

૭ વ. રા. ક.

હું તૈમૂરલંગને બાદશાહ માનું છું એવું ખિજરખાન દેખાડતો હતો અને બાદશાહનો કિતાબ અથવા ચિન્હોનો ઉપયોગ ન કરતાં એ તેને નામે કારભાર ચલાવતો હ-

તો. ખિજરખાનને દિલ્લી સાથે બીજો કોઇ મુલક મળ્યો નહી. અને થોડાજ દિવસમાં એનો મૂળ પ્રાંત જે પંજાબ તેમાં પણ બંડ થયું. એની પછી મુબારિક ગાદીએ બેઠો.

## મુબારિક.

ઇ૦સ૦ ૧૪૨૧ માં ગા. બે. ઇ૦સ૦ ૧૪૩૫ માં મ. પા. ૧૪ વ. રા. ક.

## મહુમ્મદ.

ઇ૦સ૦ ૧૪૩૫ માં ગા. બે. ઇ૦સ૦ ૧૪૪૪ માં મ. પા. ૯ વર્ષ રાજ કર્યું.

## અલ્લાઉદ્દીન.

ઇ૦સ૦ ૧૪૪૪ માં ગા. બે. ઇ૦સ૦ ૧૪૫૦ માં મ. પા. ૬ વ. રા. ક.

આ ત્રણે બાદશાહો ખિજરખાન પછી અનુક્રમે ગાદી ઉપર બેઠા. તેઓએ થોડો ઘણો પણ પંજાબ પ્રાંત લેવાને મેહેનત કરી. તેમણે પોતાનું રાજ્ય વધારવા સારૂ કેટલી એક બહાદુરી કરીને માળવામાં અને રાજ્યસ્થાનની સરહદ ઉપર હલ્લા કર્યા. પરંતુ એ વંશનો છેલો પુરૂષ અલ્લાઉદ્દીન એની કારકિર્દિમાં એઓના મુલકની સરહદ એક ઠેકાણે દિલ્લીના કોટબહાર અડધા કોસની અંદર હતી. અને છ કોસના પેલીમેર કંઇજ નહોતી. પણ દિલ્લીની ઊત્તર તરફ સુમારે ૫૦ કોસ ઊપર બદાઊન નામનું શેહેર અલ્લાઉદ્દીનના તાબામાં હતું ત્યાં જઇને છે-

ચટે તેણે પોતાના પેહેલાની રાજ્યધાની અને મહત્વઓએ બહિલોલખાન લોદીને સ્વાધિન કરયો.

## લોદીવંશ.

### બહિલોલખાન.

ઈ. સ. ૧૪૫૦ માં ગા. બે. ઈ. સ. ૧૪૪૮ માં મ.

પ. ૩૮ વ. રા. ક.

એણે પંજાબ પ્રાંતમાં થએલો બખેડો મટાડી ત્યાં અમન બેસાડ્યો. અને મુલતાન પ્રાંત સ્વતંત્ર થયો હતો તે ઉપર તેણે સ્વારિ કરી એટલામાં જવાનપુરના બાદશાહે દિલ્લીને ઘેરો ઘાલ્યો એ સમાચાર એને પહોચતાંજ એ પાછો દિલ્લી આવ્યો. પછી એને તેની સાથે લડાઇ સરૂ થઇ તે યુદ્ધ ૨૬વર્ષ સુધી જારી રહ્યું તેમાં બહિલોલનો જય થયો. એના મરણ વખતે ઉતરમાં યમૂનાથી હિમાલય સુધી અને પૂર્વમાં કાસી સુધી એ ઊપરાંત યમૂનાની પશ્ચિમ તરફ બુદેલખંડ પ્રાંત, એટલો મુલક એના તાબામાં હતો. એના પછી એનો પુત્ર સિકંદર ગાદી ઊપર બેઠો.

### સિકંદર.

ઈ૦સ૦ ૧૪૮૮ માં ગા૦બે૦ ઈ૦સ૦ ૧૫૧૬ માં મ. પા.

૨૮ વ. રા. ક.

આ બાદશાહના અધિકારમાં તકરાર કરનારા તેનાં ભાઇ વિગરે બીજા કેટલા એક હતા, તેમને તેણે માફી આપીને તેમના ઊપર પેહેલાં પ્રમાણે પ્રીતિ રાખી.

આ બાદશાહ પોતાના રાજ્ય કારભારમાં ન્યાયી હતો. તેણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું. ધર્મની બાબત શિવાય બીજી વાતોમાં એ શાંત અને ઉત્તમ બાદશાહ હતો. એણે હિંદુઓનાં દેવાલયો ભાગી નાંખ્યાં. તથા પોતાના રાજ્યમાં તેઓની યાત્રાઓ બંધ કરી; પવિત્ર નદીઓમાં કેટલાએક તેહેવારોને દિવસે હિંદુ લોકો સ્નાન સંધ્યાદિ કર્મો કરે છે તે બંધ કર્યાં. એક બ્રાહ્મણને તેણે ધર્મની તકરારને લીધે મારી નાંખ્યો. એ પોતાની રાજ્યધાની દિલ્લીથી આગ્રે લેઇ ગયો. આ બાદશાહ કવિ હતો તથા વિદ્વાનોને આશ્રય આપતો. એની પછી એનો છોકરો ઇબ્રાહિમ ગાદીપતિ થયો.

## ઇબ્રાહિમ.

ઇ૦સ૦ ૧૫૧૬ માં ગા. બે. ઇ૦સ૦ ૧૫૨૬ માં ગ. પા. ૧૦ વર્ષ રાજ્ય કર્યું.

એણે ગાદી ઉપર બેસતાંજ પોતાના ભાઇનો જીવ લીધો. અને બીજાઓને કેદમાં રાખ્યા. એ ઘણો ગર્વિષ્ટ હતો, અને એના વેહેમી તથા જુલમી સ્વભાવને લીધે એના સરદારોમાં બીક પેઠી. તેથી એના રાજ્યમાં વારંવાર દંગા થઇને કુપારે પણ નિરાંત થઇ નહીં.

એના વખતમાં તૈમૂરનો વંશજ બાબર કાબુલમાં રાજ્ય કરતો હતો, તેના ઉપર ઇબ્રાહિમે ૧૦૦૦૦૦ માણસો તથા ૧૦૦૦ હાથી એટલા લશ્કર સહિત ચઢાઇ કરી તે બંનેની લઢાઇ પાનિપતના મેદાનમાં ઇ૦સ૦ ૧૫૨૬ માં

થઇ તેમાં બાબરનું સઘળું લશ્કર ૧૨૦૦૦ હતું તે લડા-ઇમાં ઇબ્રાહિમ પરાજિત થઇને મુઓ. પછી બાબરે દિ-લ્લી તથા આગ્રા એ બે શેહેરો હાથ કરયાં અને રાજ્ય નો અધિકારી થયો.

## બાબર

ઇ૦ સ૦ ૧૫૨૬ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૫૩૦ માં મ.
પા. ૪ વ. રા. ક.

આ બાદશાહ તૈમૂરલંગથી છઠ્ઠો પુરૂષ હતો. એ નાનપણમાં અનેક સંકટો ભોગવી તથા જય પરાજય અ-નુભવીને છેલે સમરકંદ તથા બુખારાનું ધણીપણું પામ્યો. ઇ૦ સ૦ ૧૫૧૧. પણ આગળ ત્રણ વર્ષે તેનું તે સઘળુ રાજ્ય જઈને અલ્પ પ્રાંત માત્ર રહ્યો. ત્યાર પછી એક વર્ષની માંહે ધોલપૂર તથા ગવાલિયર વગેરે પ્રાંતો તેને સ્વાધિન થયા. જવાનપૂરનું રાજ્ય એના છોકરા હુમાયુએ લીધું. અને મારવાડના રાજાસંગ ઉપર સ્વારી કરીને બા-બરે તેને હરાવ્યો. બીજે વર્ષે ચંદેરી લીધું. પછી બહા-ર અને બંગાળા લીધાં. આગળ કેટલાએક મહીના સુધી તેની તબિયત બિમાર થતી ગઇ અને થોડા વખત પછી આગ્રામાં મરણ પામ્યો. તેવારે એની ઉમર ૫૦ વર્ષની હતી. એનું શબ તેના કહ્યા પ્રમાણે કાબુલ લેઇ જઇ દાટયું.

બાબર હિંદુસ્તાનમાંના બહાદુર અને સારા રાજાઓ માંનો એક હતો. તે ઘણો વિદ્વાન હતો એણે પોતાનું જ

નુ ચરિત્ર સારીરીતે લખ્યુંછે, તેમાં ઘણી બાબતો વિશે જે તેણે જોયું હતું તે વર્ણવેલું છે. એને ફુલ ફળનો ઘણો શોખ હતો. તેની મા ઉપર તે ઘણી પ્રીતિ રાખતો નહાનપણમાં તેને દારૂ ઉપર બહુ પ્રીતિ હતી. એ બુદ્ધિમાન અને લક્ષ પૂર્વક અવલોકન કરનારો હતો. શરીરે મજબુત હતો એની વાણી સાદી અને ગંભીર તેમજ ઉલ્લાશી અને ચિત્ર વિચિત્ર હતી, એનો સ્વભાવ ઠંડો અને મન મેળાપી હતો આવો રાજા જોઇને મન વિશ્રામ પામે છે. નળો આણવા; તળાવો બાંધવા અને એવાજ બીજા સુધારા કરવા ઉપર તેનું લક્ષ હતું. એ ફારશી તથા તુર્કિ ભાષામાં કવિતા રચતો. એની પછી એનો છોકરો હુમાયુ ગાદીએ બેઠો.

## હુમાયૂ.

ઇ૦ સ૦ ૧૫૩૦ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૫૫૬ માં મ.
પા. ૨૬ વ. રા. ક.

હુમાયૂ શિવાય બાબરને બીજા ત્રણ છોકરા હતા. તેમના નામ—કામરાન હિંદાલ અને મિર્જા અશ્કરી કામરાન કાબુલ તથા કંદહારનો સુબેદાર હતો હિંદાલ સંબલ પ્રાંતના તથા મીરજાઅશકરી મેવાડનો સુબેદાર હતો. અને બાકીનું રાજ્ય હુમાયુ પાસે હતું એ વખતે તેનો શત્રુ શીરશાહ નામે એક પઠાણ હતો. તેના સાથે એને ત્રણવાર લડાઇ કરવી પડી તેમાં હુમાયુનો કેવળ પરાજય થયો. બે વખત તો એ નદીમાં ડુબતો ડુ-

બતો બચ્યો. ત્યાર પછી હુમાયુ હિંદુસ્તાનમાંથી ઇરાન નાશી ગયો. અને ત્યાંના પાદશાહ તમસ્પનો આશ્રય લીધો. પછી શીરશાહ ગાદીએ બેઠો.

હુમાયુના ભાઇઓમાં બનત નહતી તેથી તેઓ હુમાયુને મદદ ન આપતાં તેના શત્રુ સાથે સલાહથી ચાલતા હતા. શિરશાહ ઘણો શાણો અને પરાક્રમી હતો તેણે લોકોના સુખ માટે બંગાળેથી સિંધુ નદી સુધી રસ્તો બંધાવી તે ઉપર ઠેકાણે ઠેકાણે કુવા તથા ધર્મશાળાઓ બંધાવી અને છાયાને માટે રસ્તા ઉપર ઝાડો રોપાવ્યાં. તેણે મહેસુલ બાબતના ચાલુ રીવાજમાં સુધારો કરચો. કલંજરના ઘેરામા તેના દારૂખાંના ઉપર તોપનો ગોળો પડીને તેનું અંગ દાઝ્યું તેથી તે મર્ણ પામ્યો. એણે ફક્ત ચાર વર્ષ રાજ્ય કરચું. તેની પછી તેનો છોકરો સિલીમશાહ તખ્ત ઉપર બેઠો. તેને દેશ સુધારાનો શોખ હતો તે નવ વર્ષ રાજ્ય કરી મર્ણ પામ્યો. એની પછી તેના કાકા મહમ્મદ આદિલીએ શીલીમના બાર વર્ષના છોકરાને મારી તખ્ત છીનાવી લીધું. આદિલી ઘણો ઘાતકી હતો તેથા તેણે લોકો ઉપર જુલમ કરવાને લીધે તેની સામે તંડ કરી તેને હાંકી કાઢચો આ વખતે ઇરાનના પાદશાહ તમસ્પની મદદથી હુમાયુ પંજાબમાં મોટી ફોજ સાથે દાખલ થયો. અને બે લડાઇઓમાં જય મેળવી લાહોર, દિલ્લી તથા આગ્રા તાબે કરચાં. હુમાયુએ દિલ્લીની ગાદી

પાછી લીધા પછી તે ફક્ત એક વર્ષ જીવ્યો. એ પોતાના રંગ મેહેલના ઝરૂખામાંથી ઉતરતા એનો પગ પગથીએથી લપશી ગયો તેથી તે હેઠે પડ્યો અને ચોથે દિવશે મર્ણ પામ્યો. એની પછી એનો પુત્ર અકબર તખ્તાધિપતી થયો.

## અકબર.

ઈ૦ સ૦ ૧૫૫૬માં ગા. બે. ઈ૦ સ૦ ૧૬૦૫માં મ. પા.

૪૯ વ. રા. ક.

આ પાદશાહ ગાદીએ બેઠો ત્યારે એનું વય ૧૩ વર્ષનું હતું. એ નાની વયનો હોવાથી તેના રાજ્યનો સઘળો કારભાર બેહેરામખાન નામે તેનો મુખ્ય વજીર ચલાવતો હતો. આ બુદ્ધિમાન પણ આપમખત્યાર વજીરના કારભારમાં ઘણુ કરીને તમામ દેશ પૂર્ણ રીતે કબજામાં આવ્યો હતો. જ્યારે અકબરે પુખ્ત ઉમરનો થઈ રાજ્ય પોતાને કબજે લીધું ત્યારે તેને દેશની સ્થિતિ ઘણું કરીને સમાધાનીભરેલી માલમ પડી. એનું રાજ્ય ઘણા લાંબા વખત સુધી ચાલ્યું તેટલામાં એણે ઘણા ઘણા પરાક્રમો કરી તથા ઘણા દેશો જીતી છેવટે તે હિંદુસ્તાનનું ધણીપણું પામ્યો. તથા અક્ષય કીર્તિ મેળવી. હિંદુસ્તાનમાં જે મુસલમાની રાજાઓ થઈ ગયા તે બધા કરતાં એ ઉત્તમ હતો. કેમકે તે પોતાની પ્રજાના ભલા અને સુખને માટે ચિંતા રાખતો. અકબરનો વિશ્વાસ મુસલમાની ધર્મ ઉપર નહીં હતો. તથા તે ધર્મમાં એણે કેટલાએક ગેરવાજબી રિ-

વાજો તોડવાને મેહેનત લીધી. તેથી એને ધર્મના લોકો નાસ્તિક કહે છે. તેણે પોતાના દરબારમાં હિંદુઓને ઊંચા દરજાની નોકરીઓ આપી. અને પોતાના રૈયત ઉપરથી અઘટિત કર માફ કર્યા. તેણે શીરશાહની મેહેસુલ સબંધી ઠરાવેલી રીતમાં સુધારો કરયો. ન્યાય ખાતાને પૂષ્ટિ આપી બધી ઘાતકી અને નિર્દય રાજાઓ કરવાને મના કરી સતી થવાનો ચાલ બંધ કર્યો. ટુંકામાં એ કે તેણે પોતાની પ્રજાને સુખી અને આબાદાની ભરેલી કરવાને કંઇ પણ કસર રાખી નહીં.

અકબરના દરબારમાં બહુ વિદ્વાન મંડળી હતી. એના વજીર અબુલ ફજલનો ભાઇ ફૈજી નામે વિદ્વાન પુરૂષ હતો તેની પાસે અકબરે વેદ, મહાભારત, રામાયણ, લીલાવતી, બીજ, ઇત્યાદી સંસ્કૃત ગ્રંથોના તરજુમા ફારશી બોલીમાં કરાવ્યા.

આ પાદશાહે સિંધુ નદી ઉપર અટકનો કિલ્લો બાંધ્યો. એ વગર એણે ગોપૂરશિકરી નામે શેહેર વસાવ્યું. અને આગ્રા તથા પ્રયાગ અહિંઆં કિલ્લા, કોટ, બંડક, ઘુમડ, વગરે મોટી મોટી ઇમારતોનાં કામો બનાવ્યાં. અકબરનું રાજ્ય દીવાની તેમજ લશ્કરી સુધારાને માટે પંકાએલું હતું. રાજ્યના પ્રાંતોમાં ભાગ કરી તે ઉપર સુબેદારો ઠરાવ્યા હતા. અને પ્રાંતોની જીલ્લામાં વેહેચાણ કરી હતી.

અકબર બીજા રાજાઓ પ્રમાણે ટોલ ન ચાલતાં ઈ-નસાફ કરવાને તખ્ત નિચે બેસતો. તેની પ્રજા તેની ઊપર પ્રીતિ કરીને તેની દેહેશત પણ રાખતી તથા એના શત્રુ એનાથી થરથર કાંપતા. એવું બે અંગ્રેજોએ તેના દરબારની રચના નજરે દિઠી હતી તેઓ લખી ગયા છે. એ બાદશાહ શરીરે સુદૃઢ, સ્વરૂપે રૂપાળો અને સ્વભાવે શૂરો, ઊદ્યોગી, અને મન મેળાપી હતો. અને આખા દહાડામાં એક પોહોર ઊંઘતો હતો.

અકબરને ત્રણ છોકરા હતા તેમનાં નામ સિલીમ, મુરાદ, અને દાનિઆલ પણ એ તરફનું એને કંઇ સુખ નહતું. સિલીમે એની સામે બંડ કર્યું, મુરાદ વેહેલો મર્ણ પામ્યો હતો, અને દાનિઆલ દારૂનાં વ્યસનથી ગુજરી ગયો. અકબર પછી એનો પુત્ર સિલીમ ગાદીએ બેઠો.

---

## સિલીમ

(જહાંગીર.)

ઈ૦સ૦ ૧૬૦૫ માં ગા. બે. ઈ૦સ૦ ૧૬૨૭ માં મ. પા. ૨૨ વર્ષ રાજ કર્યું.

આ બાદશાહ જહાંગીર એટલે દૂનિયાં જીતનારો એવો કિતાબ ધારણ કરી સિંહાસન ઊપર બેઠો. તે આળસુ તથા બેફિકરો રાજા હતો પણ એના પિતાના વખતથી એનું રાજ્ય એવી સારી સ્થિતિમાં આવેલું હતું કે સિલીમના વખતમાં ઘણાં વર્ષો લગી સમાધાની અને સ-

લાહ ચાલૂ રહી.

તે એના બાપની પેઠે લોકોને ઇનસાફ આપતો નહી તોપણ લોકોને પાતે ઇનસાફ આપે છે એવું ઊપરથી દેખાડતો. તેણે મેહેલની દિવાલે એક સાંકળ બાંધી હતી તે ફરિયાદ લોકો હલાવતા એટલે માંહે ટાંગેલો સોનાનો ઘંટ વાગી તેને ખબર થતી.

આ બાદશાહ દર રાત્રે દારૂ પી છાકટો થતો તોપણ જે લોકો દારૂ અને અફિણ પીતા તેમને તે ભારે સજા કરતો. તેણે નૂરજહાં નામની ખુબ સુરત અને કાબેલ સ્ત્રી પરણવા સારૂ તેના ધણીને મરાવ્યો. તથા બીજાં કેટલાંએક દૂષ્ટ કરમો કરયાં એ શિવાય કંઇક સ્વછંદીપણું તેનામાં હતું. તથાપિ તે ભલો અને ઉદાર હતો એવું સરટામરો નામે ઇગ્લાંડના પેહેલા જેમસરાજાનો વકીલ તેના દરબારમાં ઘણી મૂદત સુધી હતો તેણે લખ્યું છે. એ વકીલે સુરતમાં વપાર કરવાની રજા એની પાસેથી મેળવી. એની પછી એનો છાકરો શાહાજહાં તખ્તનશિન થયો.

## શાહાજહાં

ઇ૦ સ૦ ૧૬૨૭માં ગા. બે. ઇ૦ સ૦ ૧૬૫૮ માં

પ. બ. ૫. ૩૧ વ. રા. ક.

આ પાદશાહે ગાદી ઉપર બેસતાંજ પોતાના ભત્રીજાઓને મારી નખાવ્યા આ ઘણું ઘાતકી કામ તેણે કરયું બીજી બાબતમાં શાહજહાં ઘણો સારો પાદશાહ હતો. તેણે

લોકો ઉપર સારી રીતે અમલ ચલાવ્યો. તેઓને કાયદામ નાવ્યા તેથી એના વખતમાં દેશ ઘણો આબાદાનીમાં હતો.

એના રાજ્યમાં કાબુલ અને દક્ષિણમાં ખંડો થયાં તે એણે મટાડ્યા, મૂખ્ય મૂખ્ય શેહેરોમાં મોટી મોટી ઇમારતો બાંધીઓ. તેણે દિલ્હીમાં પહેલાંના શેહેર કરતાં શોભિત એક પરૂ વસાવ્યું. તેમાં મોટી મોટી આરસપાણની તથા સોનેરી ઘુમટોની હવેલીઓ બાંધી હતી. અને રસ્તા બાંધીને તેને કિનારે ઝાડો રોપીને બજાર વસાવ્યાં હતાં. આગ્રામાં એણે પોતાની પ્રીયસ્ત્રિ મુમતાઝા બેગમની કબર ઉપર એક પ્રખ્યાત મેહેલ બંધાવેલો છે. તેને તાજમેહેલ કહેછે. એવી ઇમારત પૃથ્વીમાં કંહી નથી.

એણે માણેક, પાનાં, હિરા, નિલમ ઇત્યાદી રત્નો જડીત એક મયુરાસન કરાવ્યું તેનો ખર્ચ સુમારે સાડાછ ક્રોડ રૂપિઆ થયા હતા, એવું કોઇ યુરોપિઅન ઝવેરીએ જોઇને લખ્યું છે.

શાહજહાંના રાજ્યનું વસુલ બત્રિસ ક્રોડ રૂપિઆ આવતા હતા. અને તેના રાજ્યની સમાપ્તિએ ખજનામાં સિલીક ચોવિશ ક્રોડ રૂપિયા, તથા સોનું, રૂપૂ અને ઝવેર એ પૂષ્કળ શાહજહાં સ્વભાવે ભલો તથા જરા ભોળો હતો. માટે છોકરાઓ ઉપર વિશ્વાસ રાખ્યાથી તે ઠગાયો. એને ચાર છોકરા હતા તેમનાં નામ દારા, શુજા, ઔરંગજેબ અને મુરાદ તેઓ બધા જુદી જુદી ચાલના હતા. દા-

રા હિમ્મતવાન અને જુસ્સાવાળો હતો. શુજા વિષયી હતો, છેક નાનો મુરાદ બેવકુફ અને સ્વછંદી હતો. અને ઔરંગઝેબ ઘણો લુચ્ચો, સાવધ, હિકમતી અને લોભિ હતો. તેથી તેણે પોતાના બાપને બંધીખાને નાંખી પોતે તખ્તાધિપતી થયો.

## ઔરંગઝેબ.

ઈ.સ. ૧૬૫૮માં ગા. બે. ઇ. સ. ૧૭૦૭માં મ.પા. ૪૯ વર્ષ રાજ કરયું.

ઔરંગઝેબે ગાદી ઉપર બેઠા પછી પોતાના ભાઇ ભત્રીજાઓને મારી નાંખ્યા. એનામાં શૌર્ય તથા યુદ્ધ કૌશલ્ય અને શ્રમ સહન કરવાનું સામર્થ્ય એ અતિશય હતાં, એ અતિ ઉદ્યોગી હતો. એને મુસલમાની ધર્મનું અભિમાન હતું તેથી તેણે તે ધર્મનો પક્ષ કરીને પોતાની હિંદુ પ્રજાને પીડા કરવાનું આરંભ્યું. હિંદુઓની યાત્રા પોતાના દેશમાંથી ટાળી. મુસલમાનોને જકાત વગેરે માફ કરયું. અને હિંદુઓ ઉપર જજિયા વેરો નવો બેસાડ્યો. તથા તેમને સરકારી કામમાં નહી રાખવાને સર્વ કામદારોને આજ્ઞા કરી.

એ સફેદ ગલમલનો પોશાક પેહેરીને ઉમરાવ લોકોમાં લાકડી ટેકી ઉભો રેહેતો, લોકોની અરજીઓ લેઇને ચસ્મા વગર વાંચતો, તે ઉપર પોતાને હાથે શેરા લખતો અને હમેશાં હસમુખો હતો. એવું કોઇ યુરોપિયને

તેને ૭૮ મે વર્ષે જોયો હતો તેણે લખ્યું છે.

ઔરંગજેબના રાજ્યમાં ઘણી લડાઇઓ થઇ તેમાં જય પરાજય અનુભવીને આગળ કેટલેક વર્ષે તે મરણ પામ્યો. એની પછી મોગલ રાજ્ય પડતી હાલતમાં આવવા લાગ્યું. કેમકે એની પછી થનારાઓ નબળા અને અનાડી હતા. એના વખતમાં શિવાજી નામે મરેઠા સરદારે હિંદુસ્થાનમાં એક નવું રાજ્ય સ્થાપ્યું. એ ઔરંગજેબનો કટ્ટો દુશ્મન હતો.

ઔરંગજેબના મર્ણ પછી તેના ઓશિકા નીચેથી એક બ્યવસ્થા પત્ર જડ્યું તેમાં તેના ત્રણ છોકરા આજીમ, મોઆજીમ અને કામબક્ષ એઓએ કયાં કયાં અમલ કરવો તે જણાવ્યું હતું તે એક કોરે મુકીને તેના મુઆ પછી આજીમ પોતાને આખા હિંદુસ્તાનનો બાદશાહ કહેવડાવવા લાગ્યો. પણ મોઆજીમ તેના ઉપર ચઢાઇ કરી તેને તથા તેના બે જવાન છોકરાઓને મારી પોતે બહાદૂરશાહ એવો કિતાબ ધારણ કરી ગાદીપતિ થયો.

## મોઆજીમ. (બહાદૂરશાહ.)

ઈ. સ. ૧૭૦૮ માં ગા. બે. ઈ.સ. ૧૭૧૨ માં મ. પા.

૪ વર્ષ રાજ કર્યું.

બાહાદુરશાહે ગાદી ઉપર બેઠા પછી પોતાના ભાઇ કામબક્ષનો પરાજય કર્યો. લઢાઇમાં કામબક્ષને ઘણા ઘા વાગ્યાથી તે તેજ દિવસે મર્ણ પામ્યો. આગળ બાદ-

શાહે રજપુતો સાથે સલાહ કરી. તેમને દસ્તાવેજ કરી આપવાની જરૂર પડી. ત્યાર પછી કેટલેક વર્ષે બાહાદૂરશાહે લાહોરમાં દેહ મુંકી. તેના મર્ણ પછી તેના છોકરાઓમાં પરસ્પર કલેશ થઇને તે બંને છોકરા મર્ણ પામ્યા. પછી સૌથી મોટા ભાઇ જહાંદારશાહને ગાદી મળી.

## જહાંદારશાહ.

ઇ. સ. ૧૭૧૨ માં ગા. બે. ઇ. સ. ૧૭૧૩ માં

મ. પા. ૮ મા. રા. ક.

એણે જુલ્ફિકારખાનને વજીર કરી આઠ માસ સુધી રાજ્ય કર્યું. તેટલામાં દુરાચરણ કરીને પોતાની અપ્રતિષ્ઠા કરી લીધી. છેલે તેનો ભત્રિજો ફરોખશિર નામે બંગાળામાં હતો; તેણે બંડ કરીને બાદશાહની ૭૦૦૦૦ ફોજનો પરાભવ કરયો. અને પછી તેને મારી નાંખી પોતે ગાદીએ બેઠો.

## ફરોખશિર.

ઇ. સ. ૧૭૧૩માં ગા. બે. ઇ. સ. ૧૭૧૯માં મ. પા.

૬ વર્ષ રાજ કરયું.

એને તખ્ત હાંસલ થવા સારૂં હુસેનઅલ્લી તથા અબદુલ્લાખાન નામે બને સૈયદભાઇઓએ મદદ કરી હતી, તેમણેજ એ બાદશાહની કારકિર્દિગાં સઘળો કારભાર કરયો. અંતે બાદશાહની કૃપા કોઇ રૂકનુદોલા નામે સરદાર ઉપર થયેલી જોઇને હુસેનઅલ્લીએ દક્ષિણમાંથી

બાલાજી વિશ્વનાથના દશ હજાર મરેઠા લાવી તેમની મદદથી ફરોખશિરને રાજ્યભ્રષ્ટ કર્યો. અને પછી તેનો પ્રાણ લીધો. ફરોખશિરના મુઆ પછી સૈયદોએ એક છોકરાને રફિઉદ્દર્જાત એ કિતાબ આપીને ગાદીએ બેસાડ્યો અને તે ખઇરોગ થઇને થોડા દિવસમાં મુઆ પછી રફિઊદ્દવલ્લા નામે બીજા એક છોકરાને બાદશાહ પદ આપ્યું તે પણ થોડા મહિનામાં મર્ણ પામ્યો. છેલે રોશન અખ્તરને મહમ્મદશાહ એવો કિતાબ આપીને રાજ્યાધિકાર આપ્યો, ઈ૦ સ૦ ૧૭૧૯.

## મહમદશાહ.

ઈ૦ સ૦ ૧૭૧૯ માં ગા. બે. ૧૭૪૮ માં મ. પા. ૨૯

વ. રા. ક.

મહમદશાહ ગાદી ઉપર બેઠા પછી બે મહીનાની અંદર બેઉ સૈયદો મારચા ગયા. પછી બાદશાહે મહમદ અમિન નામે પ્રધાન નેમ્યો. તે જલદીજ મૂઆ પછી અસોફજાને તે અધિકાર આપ્યો. પણ તેને બાદશાહનો સ્વભાવ નહી ગમીને તે તે કામ છોડીને દક્ષિણમાં જતો રહ્યો.

આ બાદશાહની કારકિર્દિમાં નાદીરશાહ નામે ઇરાનનો રાજા મોટી ફોજ લેઇ હિંદુસ્તાન ઉપર સ્વારી કરી દિલ્લી આવ્યો. મહમ્મદશાહને તેની સામે જીત મેળવવાની આશા ન હોવાથી તેણે દિલ્લીના દરવાજા ઉઘાડા મુકવાનો હુકમ કર્યો. જેથી નાદિરશાહની ફોજ દિલ્લીમાં આ-

ધી. બે દિવસ સુધી શેહેરમાં શાંતી ચાલી. પણ ત્રિજે દિવસે એવી ખબર ફેલાઇ કે નાદિરશાહ મુઓ. તેથી દિલ્લીના રેહેવાશીઓ ફોજની સામે થયા. અને ભારે કતલ ચાલી સવારે ઊઠી નાદિરશાહ ઘોડા ઉપર બેસી ફરવા નિકલ્યો. અને જે શેરીઓમાં ઇરાનીઓનાં મડદાં માલમ પડ્યાં તે શેરીઓના તમામ રેહેવાશીઓને તેણે મારી નાંખવાનો હુકમ કર્યો. આથી ૩૦૦૦૦ માણસ માર્યા ગયા.

આ ભયંકર ખૂનરેજી પછી નાદિરશાહ ૬૭ દિવસ ત્યાં રહી પુષ્કળ ખજાનો લેઈ ઇરાન જાતો રહ્યો. એના ગયા કેડે દિલ્લીમાં તમામ ઠેકાણે અવ્યવસ્થા થઇ હતી. આણીમેર લશ્કરની ફાટફૂટ તથા ખજાનો ખાલી. તેણીમેર દક્ષિણમાં મરેઠા લૂટેજ છે. અને તેમના ઉપદ્રવથી જે પ્રાંતો બચ્યા હતા તેની નાદિરશાહે ખરાબી કીધી પછી મહમ્મદશાહ થોડાંજ વર્ષમા મર્ણ પામ્યો. અને દુરાની રાજાના નામનો તેનો છોકરો અહમદશાહ તખ્તનો અધિકારી થયો.

## અહમ્મદશાહ.

ઇ૦ સ૦ ૧૭૪૮ માં ગા. બે. ઇ૦ સ૦ ૧૭૫૪ માં મ.

પા. ૬ વ. રા. ક.

એણે અયોધ્યાના નવાબ સાદતખાનના છોકરા સફદરજંગને વજીર નિમ્યો તેણે પ્રથમ રોહિલા ઉપર સ્વારી કરી, પણ તેમાં તેનો પરાજય થયો. એ વજીરે બાદશાહની મેહેરબાની વાળો કોઇ જાબીદ નામના ખોજાને

મારચો. તેથી તેની ઉપર બાદશાહની ગેરમરજી થઈ. ત્યાર પછી બાદશાહને નિજામના છોકરા ગ્યાસુદ્દીને તખ્ત ઉપરથી કાઢી તેની આંખો ફોડાઓ. તથા એની જગાએ બહાદુરશાહના વડા છોકરાને આલમગીર બીજો એવો કીતાબ આપી ગાદી ઉપર બેસાડ્યો.

## આલમગીર બીજો.

ઈ૦ સ૦ ૧૭૫૪ માં ગા. બે. ઈ૦ સ૦ ૧૭૫૮ માં મ. પા.
૪ વ. રા. ક.

આ બાદશાહની પાસે ગ્યાસુદ્દીન વજીરનું કામ કરતો હતો અને એનામાં કાંઈ દમ ન હોવાથી તેને એક પૂતળાની માફક પોતાના કબજામાં રાખતો. એ ગ્યાસુદ્દીન વચે નાનો તથા સ્વભાવે ચપળ હતો. તેને લીધે અવિચારે તથા ઉતાવળે ચાલતો હતો તેણે ઈ૦ સ૦ ૧૭૫૮માં આલમગીરને મારાઓને હાથે મરાવ્યો. એ પછી તેણે તેની જગાએ બાદશાહના કુટુંબમાંના એક શાહજહાં નામે શાહજાદાને ગાદીએ બેસાડ્યો. પરંતુ પાદશાહના વડા છોકરા અલીગોરે શાહઆલમ એવો કિતાબ ધારણ કરી તેની પાસેથી તખ્ત લેઈ લીધું.

સદાશિવરાવ અને વિસ્વાસરાવ નામે સરદારોના હાથ નિચેના મરેઠી લશકરે ગ્યાસુદ્દીનને દિલ્લીથી હાંકી કાઢ્યો. પછી કેટલીકવારે ગુલામકાદિર નામના રોહીલાએ શાહઆલમની આંખ્યો ફોડી પોતે સત્તાધારી થયો ત્યા

૨ પછી મરેઠી સરદાર સિંધીઆએ દિલ્લી લેઇ એ રોહિલાને કેદ કરચો. પણ ઇ० સ० ૧૮૦૩ માં દિલ્લી અંગ્રેજોએ લેઇ ત્યાંના બાદશાહને સારૂ ઘટતો બંદોબસ્ત કરચો.

શાહઆલમના મર્ણ પછી અકબરશાહ અને તેની પછી મુજમહસન બ્રિટીશ સરકારના આશ્રય નિચે દિલ્લીના રાજા થયા.

અકબર બાદશાહના રાજ્યમાં હિંદુસ્તાનના પ્રાંતોમાં ભાગ કરી તે ઉપર સુબેદારો એટલે રાજાના હાથ નિચેના અમલદારો ઠરાવ્યા હતા. અને પ્રાંતોની જીલ્લામાં વેહેંચાણ દરેક જીલ્લામાં નવાબ નામે અધિકારીઓ સુબેદારોના હાથ નિચે ઠરાવ્યા હતા. પરંતુ મોગલ રાજ્યની પડતી વખતે એ સુબેદારો દિલ્લીની ગાદીથી સ્વતંત્ર છે એમ કહેવડાવવા લાગ્યા તેનો દાખલો પકડી ઘણાક નવાબોએ સુબેદારોથી પોતે શ્વતંત્ર છે એમ કહેવરાવ્યું. આ પ્રમાણે કેટલાક રાજ્યો ઉભાં થયાં.

---

## મોગલ રાજ્ય લય પામ્યા પછી હિંદુતાનનાં જુદાં જુદાં રાજ્યો.

તે વખતે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં નિચે પ્રમાણે સત્તા હતી.

| કયાં. કયાં. | કોનું રાજ્ય હતું. |
|---|---|
| ૧ પંજાબ, કાસ્મીર, કુમાઓન, મુલતાન, સિંધ, અને કછમાં. | અફગાનનું રાજ્ય હતું. |

| | | |
|---|---|---|
| ૨ દિલ્લીમાં. | મોગલોનું. | ,, |
| ૩ અયોધા, બહાર, અને બંગાળામાં. | નવાબનું. | ,, |
| ૪ આગ્રામાં. | જાટલોકોનું. | ,, |
| ૫ અલહાબાદમાં. | અયોધાના નવાબનું. | ,, |
| ૬ ગુજરાત, માળવા, દક્ષિણનો પશ્ચિમ ભાગ અને હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં તાનજોર આદિલીને ઠેકાણે. | મરેઠા સરદારોનું. | ,, |
| ૭ દક્ષિણના મધ્ય અને પૂર્વ ભાગમાં. | નિજામુલમૂલ્કનું. | |
| ૮ કર્ણાટકમાં. | નવાબનું. | |
| ૯ દક્ષિણ હિંદુસ્તાનમાંના બાકીના દેશોમાં. | જુદાજુદા હિંદુ રાજાઓનું. | ,, |



# પ્રકરણ ૩.



## યુરોપિઅન લોકોની હિંદુસ્તાનમાં પેહેલ વેહેલી સફરો.



હિંદુસ્તાનના શોભાયમાન મખમલ, સ્વાદિષ્ટ મશાલા અને ચળકતાં જવાહિરો વિશે યુરોપિઅન લોકોને ઈ૦સ૦ પેહેલાંથીજ ખબર હતી પરંતુ તેઓને ઈ૦સ૦ ૧૬૦૦ પૂર્વે આ દેશ સાથે પાધરો વ્યવહાર ઘણો થોડો હતો. માલ જમીનને રસ્તે હીંદુસ્તાનમાંથી વણજાર મારફત ઈરાન અને એશિઆ મેનર થઈને કાન્સટાન્ટિનોપલ લેઈ જવામાં આવતો હતો. અને ઈ૦સ૦ ૪૭૬થી તે ઈ૦સ૦ ૧૪૯૨માં અમેરિકાની શોધ થઈ ત્યાં સુધીમાં વેનિસ અને જીનોઆના વેપારીઓએ પુષ્કળ દોલત, હીંદુસ્તાનનો માલ ખરીદ કરી, યુરોપમાં લેઈ જઈ વેચવાથી મેળવી હતી.

સોળમાં સૈકાની આરંભે પોરટૂગિજ લોકોએ દરિઆઈ સફરોથી નામદારી મેળવી. ઈ૦સ૦ ૧૪૮૭માં પોરટૂગિ

ઝ નાખુદા બારથોલો મિયો ડીએઝે આફ્રિકાની દક્ષિણ છે-ડે સફર કરી તેને ત્યાં તોફાની પવન લાગ્યાથી એ છેડાનું નામ તેણે કેપસ્ટાર્મ પાડ્યું. પોર્ટુગાલનો રાજા હીંદુસ્તાનમાં જવાના આ નવા રસ્તાના શોધથી ખુશી થયો અને તેણે તે કેપનું નામ ફેરવી કેપ આવ ગુડ હોપ રાખ્યું.

૭ નોઆનો એક રેહેવાસી કોલમ્બસ નામના વહાણવટિએ પશ્ચિમ તરફ હંકારતાં હીંદુસ્તાન પહોચવાની ઉમેદથી આટલાન્ટિક મહાસાગર ઓળંગ્યો અને ઇ૦સ૦ ૧૪૯૨માં અમેરિકા શોધી કાડ્યો.

---

## અંગ્રેજ લોકોની હિંદુસ્તાનમાં વેપારની કોશિસ.

ઇ૦સ૦ ૧૬૦૦ની સાલમાં ઈંગ્લાંડની રાણી એલીઝાબેથ પાસેથી ત્યાંના કેટલા એક વેપારીઓએ હિંદુસ્તાનમાં વેપાર કરવાની સનંદ મેળવી, પેહેલ વેહેલાં માલના ચાર વહાણો ભરી હિંદુસ્તાનમાં મોકલ્યાં. આ વેપારીઓની મંડળીનું નામ તેઓએ, "પૂર્વ હિંદુસ્તાનમાં વેપાર કરનારી કંપની" એવું રાખ્યું.

આથી પોર્ટુગિઝ અને ડચ લોકોને અદેખાઇ ઉત્પન થઇ. હિંદુસ્તાનમાં અંગ્રેજોના તાબાની પેહેલ વેહેલી જગા એક કોઠી એટલે માલ ભરવાની વખાર મછલિપટ-

ણુંમાં હતી. ઇ૦સ૦ ૧૬૧૨માં જહાંગીર પાદશાહે એ વેપારી કંપનીને સુરત, અમદાવાદ અને ખંભાતમાં માલ ભરવાની વખારો બાંધવાની પરવાનગી આપી. તેમાં સુરત એ પેહેલાં બ્રિટિશ કોઠીઓમાં ઘણી અગત્યની જગા હતી. પછી ઇ૦સ૦ ૧૬૩૯ માં ચંદ્રગિરીના હિંદુ રાજા પાસેથી તેઓએ પરવાનગી મેળવી મદ્રાસમાં એક કિલ્લાવાળી વખાર બાંધી. અને તેનું નામ તેઓએ "ફોર્ટ સેન્ટ જ્યાર્જ" પાડ્યું. ઇ૦સ૦ ૧૬૫૧ માં હામિલ્ટન નામે એક અંગ્રેજી વેદ દિલ્હીના શાહજહાં બાદશાહની છોકરી માંદી હતી, તેને દવા આપી સારી કરી. તેથી તે તેના ઉપર ખુશી થયો. આથી એ અંગ્રેજી વેદે પોતાના જાતભાઇ અંગ્રેજ વેપારીઓને વેપારમાં વધારે છુટ આપવાને માગી લીધું તે તેણે કબુલ કર્યું. એવીજ રીતે એ વેદે બંગાળાના નવાબની સેવા બજાવી, હુગલી નદી ઉપર એક વખાર બાંધવાની પરવાનગી મેળવી. ઇ૦ સ૦ ૧૬૫૩માં મદ્રાસને પ્રેસિડેન્સિ કરવામાં આવી. કલકત્તા એ ઇ.સ. ૧૭૧૫ સુધી મદ્રાસ પ્રેસિડેન્સિને તાબે હતું. તે પછી કલકત્તા સ્વતંત્ર પ્રેસિડેન્સિમાં ગણાયું. ઈંગ્લાંડનો બીજો ચાર્લ્સ રાજા પોર્ટુગાલના રાજાની કથેરાઇન નામની છોકરી સાથે પરણ્યો તેની પેહેરામણીમાં મુંબાઇ તે રાજા પાસેથી ઇ.સ. ૧૬૬૧માં મળ્યું. અને તે ઇ૦સ૦ ૧૬૬૮ માં ઉપર લખેલી વેપારી કંપનીને સ્વાધિન કર્યું. પછી એ કંપનીએ ક-

દલૂર પાસે, મદ્રાસના દક્ષિણે ૧૦૦ મેલ છેટે કારોમાંડળ કીનારા ઉપરનું ટેગ્નાપાટમ એક દેશી રાજા પાસેથી ખરીદ કીધું. અને ત્યાં તેઓએ "ફોર્ટસેન્ટ ડેવિડ" નામે એક કિલ્લો બાંધ્યો.

ઈ૦સ૦ ૧૬૯૮ માં બંગાળાના સુબેદાર આજીમ હુસેન પાસેથી અંગ્રેજોએ ચરાન્તી, ગોવિંદપોર, અને કલકત્તા એઓનું જમીનદારપણું ખરીદ કર્યું અને ઈ૦સ૦ ૧૭૦૦ માં કલકત્તામાં "ફોર્ટ વિલીઆમ" નામે એક કિલ્લો બાંધ્યો. ત્યાર પછી ઈ૦સ૦ ૧૭૧૭ માં દાક્ટર હામિલ્ટનની આગળની ચાકરીની બૂજ જાણી, એ કંપનીને ઘણી એક છુટ ઉપરાંત, કલકત્તા અને મદ્રાસની આસપાસ ફરોખશિર બાદશાહે ૩૭ પ્રગાણાં ખરીદ કરવાની રજા આપી. આ પ્રમાણે અંગ્રેજોની ચઢતી થવા લાગી. ઈંગ્લાંડના ત્રીજા વિલીઅમ રાજાના અમલમાં હિંદુસ્તાનમાં વેપાર માટે ઈંગ્લાંડમાં એક નવી કંપની થઈ તેથી જુની કંપનીને ઘણું માઠું લાગ્યું. પણ થોડાં વર્ષો પછી એ બે કંપનીઓ એકઠી થઈ તેઓએ "યુનાઈટેડ ઈસ્ટ ઈન્ડિયા કંપની" નામ ધારણ કરયું. ઈ૦ સ૦ ૧૭૦૭. એ કંપની ઈ૦સ૦ ૧૮૫૮ સુધી જારી રહી કેમકે એજ વર્ષમાં કંપની પાસેથી પોતાનું હિંદુસ્તાનનું રાજ્ય મહારાણીજીએ સ્વાધીન લીધું.

ફ્રેંચ લોકોએ પણ હિંદુસ્તાનમાં પોતાનાં સંસ્થાનો કર્યાં હતાં. જેમાંનું મૂખ્ય પોંડિચેરી હતું આથી અંગ્રેજો અને ફ્રેંચોને માંહો માહે દ્વેશ ઉત્પન્ન થયો હતો.

## હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય.

પોંદિચેરીના ફ્રેંચ ગવર્નર મોનિશિયર ડૂપ્લિક્ષે નિઝામૂલ મુલ્કના વડા છોકરા મુઝફ્ફરજંગને દક્ષિણનો સૂબેદાર, અને તેના સગાચંદા સાહેબને કર્નાટકનો નવાબ કરવાનું કામ માંથે લીધું તેથી અંગ્રેજોએ નિઝામના છોકરા નાઝિરજંગને અને કર્ણાટકના નવાબ મહમ્મદઅલીને મદદ કરી. આથી અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે કેટલીએક લડાઇઓ થઇ અને ઘણી ઉથલ પાથલ થયા પછી છેવટે ફ્રેંચ સંસ્થાનોની ખરાબી થઇ.

ત્યાર કેડે ઇંગ્લિશો ઉપર બંગાળાના સૂબેદાર અલીવર્દિખાનના પછી થયેલા સુરાજ ઊદ્દવલ્લાને અંગ્રેજો ઉપર નાનપણથીજ ધિક્કાર હોવાને લીધે તેણે ગાદીએ બેઠા પછી તરતજ કલકત્તા ઉપર ચઢાઇ કરી ત્યાંનો કિલ્લો લેઇ તેમાંની વપારના માલમતાનો નાશ કરયો. અને ઘણાએક અંગ્રેજોને કેદ કરયા તથા કલકત્તામાંથી જે નાણું જડ્યું તે લેઇ લીધું.

જે અંગ્રેજ કેદીઓને એણે પકડ્યા હતા તેમને કલકત્તાના કિલ્લામાં એક બ્લેક હોલ નામે ઘણું અંધારા વાળુ બંધિખાનું હતું. કે જેમાં ૨૦ માણસો પણ બરાબર માઇ શકે નહીં તેમાં ૧૪૬ અંગ્રેજોને ઘાલી તાળૂ માર્યું. એ બંદિખાનાને એકનાના જાળીઆ શિવાય એકે બારી નહોથી તેઓ ખુલ્લી હવા અને પાણી વગર તેમાં ગંગળા-

ઇ મુઆ. જ્યારે સવારે બારણું ઉઘાડ્યું ત્યારે ફક્ત ૨૩ માણસ જીવતાં માલમ પડ્યાં. આ ભયંકર બનાવ ઇ.સ. ૧૬૫૬માં બન્યો.

કલકત્તામાં આ બનેલા બનાવની ખબર મદ્રાસ પહોચતાંજ બહાદૂર કરનલ કલાઇવ સાહેબના હાથ નીચે મદ્રાસથી એક લશ્કર કલકતે રવાને થયું એ લશ્કરે કલકત્તા અને બીજાં જે ઠેકાણા એ ઘાતકી નવાબે લીધા હતાં તે પાછા મેળવ્યાં. અને તેને હરાવી ત્યાંથી હાકી કાઢ્યો. સુરાજ ઉદ્દવલ્લાની નઠારી અને ઘાતકી ચાલને લીધે તેની પ્રજા તેનાથી કંટાળી ગઇ હતી. તેથી અને અંગ્રેજોની આ ફતેહ થઇ એ બે કારણોને લીધે સુરાજ ઉદ્દવલ્લાને ગાદી ઉપરથી કાઢી તેની જગાએ તેના સરદાર મીરજાફરને ગાદી ઉપર બેસાડવા તેના લોકોમાં એક તર્કટ રચાયું એ તર્કટમાં તેનો પ્રધાન રાયદૂર્લભ, તેનો સરદાર મીરજાફર, અને હિંદુસ્તાનનો શ્રીમંત નાણાવટી જગતશેઠ એ ત્રણ મુખ્ય હતા: તેમને અંગ્રેજોના સરદાર કરનલ કલાઇવ સાહેબે મદદ કરી. તેથી ઇ૦સ૦ ૧૭૫૭ માં અંગ્રેજો અને એ નવાબ વચ્ચે પ્લાસી આગળ લડાઇ થઇ તેમાં નવાબના લશ્કરની હાર થઇ અને મીરજાફરને બંગાળાનો સૂબેદાર ઠરાવ્યો. એ લડાઇમાંથી સુરાજ ઉદ્દવલ્લા નાશી ગયો. તેને કેદ કરી મૂર્શિદાબાદ આણ્યો. ત્યાં તેને મીરજાફરના ઘાતકી દીકરા મિરાને મરાવી નંખાવ્યો. મીરજા

ફર અંગ્રેજોની માગણી પૂરી પાડવા અશક્ત હોવાથી તેઓએ તેને ગાદી ઉપરથી ઊઠાડી તેના જમાઈ મીર કાસિમને તેની જગાએ બેસાડયો.

મીરકાસિમે અંગ્રેજોને વેપાર માટે મળેલી છુટ બુંચી લેવાનો પ્રયત્ન કરયો તેથી અંગ્રેજોને તેના ઉપર ગુસ્સો આવ્યો. એથી પાછી લડાઈ થઈ તેમાં મીરકાસિમના હાર થઈ અને તેઓએ તેને ગાદી ઉપરથી ઊઠાડી પાછો મીરજાફરને ગાદી ઉપર બેસાડયો. અયોધ્યાના સુબેદાર સુજાઊદ્દવલ્લા અને દિલ્લીના નામના બાદશાહ શાહઆલમ બીજો એઓએ મીરકાસિમને મદદ કરવાથી અંગ્રેજોએ તેમના ઉપર ચઢાઇ કરી અલ્હાબાદ તથા લખનોર લીધાં અને તેઓ શરણ આવ્યા. દિલ્લીના પાદશાહે તા૦ ૧૨મી ઓગસ્ટ સને ૧૮૬૫ને રોજ એક લખત અંગ્રેજ સરકારને કરી આપ્યું જેથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીને બંગાળા, ઓઢિયા અને બહારની ઉપજનો હક મળ્યો. અને હિંદુસ્તાનના બીજા ભાગોમાં જે બધો મુલક ઇંગ્લિશોએ જીતી લીધો હતો તે આ કરારથી મજબૂત રીતે તેમને તાબે થયો. પછીથી ઇંગ્લિશોની ખરેખરી સત્તા તેમાં ચાલવા લાગી. પ્લાસીની લડાઈ પછી ઇંગ્લિશો બંગાળાના ધણી થયા. તેનું રાજ્ય ચલાવવાને એક કાઊન્સિલ થઈ અને લાર્ડ કલાઇવ સાહેબ બંગાળાનો ગવર્નર થયો.

હિંદુસ્તાનની દક્ષિણમાં કર્ણાટકની ખરી સત્તા ઉપ-

શાંત લડાઈની વખતમાં લશ્કરની મદદ કરવાની શરતે અંગ્રેજોને નિજામ પાસેથી ઉત્તર સરકાર બક્ષીસમાં મળ્યું હતું. આ સંપથી અંગ્રેજ સરકારને કેટલીએક વખત મહેસૂરના હૈદરઅલ્લી સાથે લડાઈમાં ગુંથાવવાની જરૂર પડી હતી.

કંપનીના હાથમાં બંગાળા, બહાર અને ઓઢિઆ આ આ પછી ઘણાં વર્ષો સુધી અંગ્રેજી રાજ્યની ઉપજ દેશી કારભારીઓની મારફત ઉઘરાવવામાં આવતી હતી. તેમજ ઇનસાફ પણ તેઓને હાથે આપવામાં આવતો હતો. તેથી તથા બીજો કેટલોએક ગેર બંદોબસ્ત ચાલતો હતો તેથી ધાર્યા કરતાં ઘણી ઓછી ઉપજ થઇ. આથી ઇસ્ટઇન્ડિયા કંપનીના માલેકોને ધારેલો નફો મળ્યો નહીં. છેવટે તેઓ ઘણા નારાશ થયા તેથી ઈંગ્લાંડની પાર્લ્યમેન્ટને તે વિશે બંદોબસ્ત કરવાની જરૂર પડી. ઈંગ્લિશ પાર્લ્યમેન્ટે ઇ.સ.૧૭૭૩ની ૧લી જુલાઇએ એક બીલ મંજુર કર્યું જેથી એવો ઠરાવ થયો કે આખા હિંદુસ્તાનનો કારભાર બંગાળાના ગવર્નરે કરવો. અને તેને હવે પછી ગવર્નર જનરલ કહેવો. તેને કાન્સિલના મેંબરોએ મદદ કરવી. એક નવી ઇનસાફની કોર્ટ કલકત્તામાં સ્થાપવી અને કોઇ પણ અમલદારે દેશીઓ પાસેથી કાંઇ પણ નજરાણો લેવો નહીં. ગવર્નર જનરલની નીમણુક રાજ્ય કર્તાએ કરવી. અને ગવર્નર જનરલના હાથ નિચે મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને રાખવા. આ ઠરાવથી હિંદુસ્તાનના ગવર્નર જનરલ તરીકે વા-

ર્ન હેસ્ટિંગ્સ સાહેબની પેહેલ વેહેલી નીમણુક થઇ.

વાર્ન હેસ્ટિંગ્સના વખત પેહેલા કંપનીનાં અમલદારોને ઘણો જુજ પગાર મળતો પરંતુ તેઓને પોત પોતાને ખાતે ખાનગી વેપાર કરવાની રજા હતી. કુલાઇવ સાહેબને આ વાત ઠીક લાગી નહીં તેથી તેણે કંપનીના અમલદારોને ઘટતો પગાર ઠરાવવાની અને બધો ખાનગી વેપાર બંધ કરાવવાની કંપનીને ભલામણ કરી. આ ફેરફાર પછીથી થયો.

## વાર્ન હેસ્ટિંગ્સ.

આ ગવર્નર જનરલને કંપનીનું મેહેસૂલ ખાતુ ગુંચવારામાં માલમ પડ્યું. દેશી રાજાઓનો અંગ્રેજ સરકારની વિરૂધ એક સંપ તેને જણાયો. એની કાઊન્સિલમાં એની વિરૂધ ભારે અટકાવ થયા છતાં તેણે સારી રીતે અગલ ચલાવી હેદરઅલ્લીને હરાવ્યો. મરેઠાઓને તાબે કર્યા અને અયોધ્યાના સુબેદાર આસોફઉદ્દવલ્લા પાસેથી બનારસની જમીનદારી મેળવી. અને પછી એની જગાએ લાર્ડ કાર્ન વાલિસ ઇ૦ સ૦ ૧૭૮૬માં થયો.

## લાર્ડ કાર્નવાલિસ.

લાર્ડ કાર્ન વાલિસના વખતમાં બ્રિટિસ સરકાર સાથે લખનોર તથા હેદ્રાબાદના રાજ્યો સાથેનો સબંધ પાછો ચાલુ થઇ તેને પૂષ્ટિ મળી. મ્હેસુરના રાજ્યમાં હેદરઅલી પછી થયેલા, તેના દીકરા ટિપૂસુલતાન સાથેની લડાઇમાં લાર્ડ કાર્ન વાલિસે તેની ફોજને હરાવી તેની રા-

જધાની શિરંગપટણને ઘેરો ઘાલ્યો. તેથી ટિપૂસુલતાનને પોતાનો અડધો મુલક અંગ્રેજ સરકાર અને તેમની કુમકે આવનાર નિજામ અને પેશવા એઓને આપવાની જરૂર પડી. તે ઉપરાંત લડાઇનો ખર્ચ આપવો, કેદીઓ પાછા આપવા, વિગરે સરતો કબુલ કરી. ઇ૦ સ૦ ૧૭૯૨ માં આ સલાહનો કોલકરાર થયો. લાર્ડ કાર્નવાલિસની કારકિર્દિમાં મુખ્ય ન્યાય અને મેહેસૂલ સબંધી કાયદા રચાયા હતા. અને બંગાળાની ઉપજના કાયમ ઠરાવ ત્યાંના જમીનદારો સાથે થયો હતો. એ ઇ૦ સ૦ ૧૭૯૩માં ઈંગ્લાંડ ગયો. અને તેની જગાએ સર જાન શોર નિમાયો.

## સર જાન શોર.

એ પ્રખ્યાત રીતે શાંત અમલદાર હતો. લડાઇમાંથી અંગ્રેજી રાજ્યો બચાવવાને એણે જે ઉપાયો કામે લગાડ્યા તે હિંદુસ્તાનના ભલાને માટે કે અંગ્રેજોના નામને શોભા મળે એવા નહોતા. એની જગાએ ઇ૦ સ૦ ૧૭૯૮ માં લાર્ડ માર્નિંગ્ટન થયો.

## લાર્ડ માર્નિંગ્ટન. (માર્કિઆવ વેલેસલી)

લાર્ડ માર્નિંગ્ટન જે પછીથી માર્કિવસ આવ વેલેસલી થયો. એની કારકિર્દીમાં ટિપૂ સાથે ફરી લડાઇ જાગી. તેમાં તેના દેશ ઉપર બ્રિટિશ ફોજે હલ્લો કરી શિરંગપટણ લીધું અને ટિપૂ મારયો ગયો. અને મ્હૈસૂર પાછું તેના જુના હિંદુ રાજાના વંશમાંના એકને ઇ૦ સ૦ ૧૭૯૯

માં હવાલે કર્યું. ટિપૂસુલતાન ઘણો ઘાતકી ને ક્રૂર હતો. તેથી તે મ્હેસૂરનો વાઘ કહેવાતો. તેણે ઘણાએક યુરોપિઅનોને નિર્દયપણે મારી નાંખ્યા હતા. તેના મેહેલામાંથી યુરોપિઅનને મારતા વાઘનું એક બહાવલુ મળી આવ્યું હતું. એ તેની ગમતને વાસ્તે બનાવ્યું હતું. હાલ તે રમકડુ ઈંગ્લાંડમાં છે.

અયોધ્યાના નવાબ સાથે જે ગોઠવણો ચાલતી હતી. તે પુરી થઇ તેથી નવાબ પાસેથી બ્રિટિશ સરકારને દોઆબની નીચેનો ભાગ અને બીજા દેશો મળ્યા તે એવી સરતથી કે આફતની વખતે બ્રિટિશ સરકારે તેને ફોજની મદદ આપવી.

આ કાર્યોથી મરેઠા સરદારો અને બિરારના રાજા રાઘોજી સાથે બ્રિટિશ સરકારને લડાઇમાં ગુંથાવું પડ્યું તેઓનું લશ્કર દક્ષિણમાં જનરલ વેલેસલીએ અને ઊત્તરમાં લાર્ડ લેક સાહેબે હરાવ્યું. ઉત્તર દિશામાં દિલ્લી અને આગ્રા સહીત દોઆબની ઊપરનો ભાગ કબજે લીધો. અને દક્ષિણમાં પૂર્વ તરફનું કટક અને પશ્ચિમ કિનારા ઉપરનો ગુજરાતનો ભાગ બ્રિટિશ રાજ્યો સાથે જોડી દીધો.

બીજા મરેઠા સરદાર હોલકર સાથે એક બાજી લડાઇ થઇ. હોલકરે દોઆબ ઉપર એકદમ ચઢાઇ કરી કેટલીએક બરાબી કીધી. પણ લાર્ડ લેક સાહેબ સીખ લોકોના દેશ સુધી તેના પાછળ પડ્યો. અને બ્રીટીશ લશ્કરે

તેનો બધો મુલક રાખી લીધો. પણ સલાહ થવાથી તે બધુ પાછું તેને હવાલે કર્યું.

લાર્ડ વેલેસલી ઈ૦સ૦ ૧૮૦૫ માં હિંદુસ્તાન છોડી ગયો તેને સરકારથી તથા ઈસ્ટ ઇન્ડિઆ કંપનીથી માન મળ્યું. તેણે ઈંગ્લાંડની સત્તા વધારી અને એના વખતમાં વેપારની વૃદ્ધી થઈ. બ્રિટિશ ઇન્ડિઆની વસુલાત ૭૦૦૦૦૦૦૦ થી ૧૫૦૦૦૦૦૦૦ રૂપિઆ સુધી થઈ તેની બુદ્ધિ ઉમદા હતી. અને તેની શક્તિ અસાધારણ હતી. એ ૮૩ વર્ષની ઉમરે ઈ૦સ૦ ૧૮૪૨ માં મર્ણ પામ્યો. તેની જગાએ લાર્ડ કાર્નવાલીસ પાછો ફરીથી નિમાયો.

## લાર્ડ કાર્નવાલીસ.

આ ગવર્નર જનરલ ઈ૦સ૦ ૧૮૦૫માં થયો. તેની રાજ્ય નિતિની વર્તણુંક શાંત હતી. હિંદુસ્તાનમાં આવ્યા પછી તરતજ એ તા૦૫મી આક્ટોબર સન ૧૮૦૫માં કાશી પાસે ગાઝીપુરમાં મર્ણ પામ્યો. તેથી તેની જગાએ કાઉન્સિલનો વડો મેમ્બર સર જ્યાર્જ બારલો થોડા વખતને માટે ગવર્નર જનરલ થયો.

## સર જ્યાર્જ બારલો.

આ ટેમ્પરરી ગવર્નર ઈ૦સ૦૧૮૦૫માં થયો. તેને ઠરાવતી વખતે દેશી રાજાઓમાં માંહો માંહે થતી લડાઈઓમાં કંઈ પણ ભાગ નહી લેવો એવો હુકમ તેને થયે. હતો. એ હુકમ ઈંગ્લાંડની કંપનીને આપવો જોહેલો હ

તો પણ તે પ્રમાણે હિંદુસ્તાનના ગવર્નરજનરલને ચાલવું એ કામ કંઈ સેહેલું નહોતુ. દેશની અવ્યવસ્થાને લીધે દેશી રાજાઓને એક બીજા સાથે લડતા અટકાવવાને અને અંગ્રેજી મુલકમાં કંઈ પણ ગેરબંદોબસ્ત નથવા દેવાને વારે વારે ગવર્નર જનરલને તેઓની વચ્ચે પડવાની જરૂર પડતી હતી. એના વખતમાં ટિપૂના કુટુંબની ઉસ્કેરણીથી દેશી સિપાઈઓએ બંડ કરી અંગ્રેજી અમલદારો તથા સિપાઈઓને ઘાતકરીને વેલોરના કિલ્લામાં મારી નાખ્યા. એની પછી એની જગાએ લાર્ડ મિન્ટો ઈ૦સ૦ ૧૮૦૭માં ઠરયો.

## લાર્ડ મિન્ટો.

એનું ધ્યાન મુખ્યત્વે કરીને પૂર્વમાં ફ્રેંચ લોકોનો બાકી રહેલો મુલક તાબે કરવા તરફ હતું. એણે મોરીશિઅસ તથા જાવા બેટ તાબે કરયા. એના પછી ઈ૦સ૦૧૮૧૩ના આખરે મારક્વિસ આવ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થઈ હિંદુસ્તાનમાં આવ્યો. ઈ૦સ૦૧૮૧૩માં કંપની પાસેથી હિંદુસ્તાનના વેપારનો હક લેઈ લેવામાં આવ્યો હતો.

## માર્કિવસ આવ હેસ્ટિંગ્સ.

એના આવ્યા પછી તરતજ તેને નેપાળના પ્રગણામાં રહેનારા પહાડી ગુરખા લોકોને વશ કરવાની જરૂર પડી. પછી તેમના અમીરસીંગ નામના સરદારે ૧૮૧૬માં અંગ્રેજી સરકાર સાથે સલાહ કરી.

ઈ૦સ૦ ૧૮૧૬ માં નાગપુરનો રાજા, પીંઢારા, અને પેશવા એ ત્રણે જણે બ્રિટિશ સરકાર સાથે એકદમ લડાઇ માંડી તેમાં તે બધા તાબે થયા. પેશવાને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને તેના મુલકનો ઘણો ખરો ભાગ મુંબાઇ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યો. નાગપૂરવાળા પાસેથી નર્મદાની ઉપર તરફનો ઘણો ભાગ લીધો વળી ગાયકવાડે પણ બીજો કેટલો એક નવો મુલક આપ્યો. એ રીતે બ્રિટિશ સરકારની સતા ઈ૦સ૦૧૮૧૮માં મધ્ય હિંદુસ્તાન અને રજપૂતસ્થાનમાં ચાલુ થઇ. આ ગવર્નર જનરલ ઈ૦સ૦ ૧૮૨૩માં હોદો છોડી ઇંગ્લાંડ ગયો. તે વખતે બ્રિટિશ ઇન્ડિયા ચઢતી કળામાં હતું એની પછી એની જગાએ એજ વર્ષની આખરે લાર્ડ આમહર્સ્ટ થયો.

## લાર્ડ આમહર્સ્ટ.

એની કારકિર્દીમાં ઈ૦ સ૦ ૧૮૨૪ માં બ્રહ્મદેશના લોકો સાથે બ્રિટિશ સરકારને લડાઇ લાગી. તેમાં અંગ્રેજી ફોજે રંગુન કબજે કર્યું. આવાના રાજાએ ઈ૦સ૦ ૧૮૨૬ માં સલાહ કરી આસામ, આરાકાન અને ટિનાસેરામ એ અંગ્રેજ સરકારને આપ્યાં.

ઈ૦સ૦ ૧૮૨૫માં ભરતપોરના રાજાએ અંગ્રેજો સાથે બાપ ભીડી એ રાજાએ ગાદીના હકદાર વારસને કાઢી તખ્ત છીનાવી લીધુ હતું તેથી લડાઇ સળગી. તેમાં એ રાજાને કાઢી બ્રિટિશ સરકારે ખરા વારસને ગાદી ઉ-

પર બેસાડ્યો.

લાર્ડ આમ્હર્સ્ટ પછી તેની જગાએ ઈ૦સ૦ ૧૮૨૭ માં લાર્ડ વીલિઅમ બેન્ટિંક નિમાયો.

## લાર્ડ વીલિઅમ બેન્ટિંક.

એની કારકીર્દીમાં દેશના કારભારમાં ઘણા લાભ કારક ફેરફારો દાખલ થયા. સતી થવાની ચાલ એણે બંધ કરી. કોરટ આવ ડિરેકટરોના હુકમથી તેણે લશ્કરનો ખર્ચ ઓછો કરયો. અલહાબાદમાં એક મોટી અદાલત સ્થાપી. અને ઘણા એક મૂખ્ય સદરઅમીનો નિમ્યા.ઇ.સ. ૧૮૩૫ માં એણે કેળવણી વિશે પોતાની વખાણાએલી મિનીટ લખી તેમાં અંગ્રેજી વિદ્યા હિંદુસ્તાનના દેશીઓને ભણાવવાની મૂખ્ય મતલબ જણાવી હતી. એના વખતમાં હિંદુસ્તાન અને ઈંગ્લાંડ વચ્ચે આગબોટો ફરવા લાગી.

એ પ્રમાણિકપણું પરોપકાર બુદ્ધિ અને હિંમતને માટે ઘણો પંકાએલો હતો. એની વખતમાં કુરગ તાબે થયું. એની પછી હિંદુસ્તાનનો ગવર્નર જનરલ લાર્ડ આકલાન્ડ થયો.

## લાર્ડ આકલાન્ડ.

આ ગવર્નર જનરલ ઈ. સ. ૧૮૩૬ માં હિંદુસ્તાનમાં આવ્યો. એ રૂશિઅનોને હિંદુસ્તાનમાં આવતા અટકાવવાને આતુર હોવાથી એણે અફગાનીસ્તાનમાં લડાઈ સરૂ કરી. અને કેટલીએક વખત પછી ચીનમાં પણ લડાઈ ચા-

લી. એણે અફગાનીસ્તાનમાં કેટલીએક બ્રિટિશ ફોજનો વિસ્વાસઘાતથી નાશ થયાની ખબર સંભાળ્યા પછી ઈ૦ સ૦ ૧૮૪૨માં હિંદુસ્તાન છોડ્યું એની પછી લાર્ડ એલનબરો મુકરર થયો.

## લાર્ડ એલનબરો.

ચીન અને અફગાનિસ્તાનમાં જે લડાઇઓ ચાલતી હતી તે એની કારકિર્દીમાં સલાહ થઇ બંધ પડી. આ પછી તરતજ સિંધના રાજ્ય કર્તા અમિરો સાથે અંગ્રેજ સરકારને લડાઇ કરવાની જરૂર પડી. અમિરોએ એકાએક સિંધની રાજ્યધાની હૈદ્રાબાદ નજીક બ્રિટિશ રેસિડેન્સિ ઉપર હુમલો કર્યો. તેથી સાર ચાર્લ્સ નેપિઅરની સરદારી હેઠળ એક અંગ્રેજી લશ્કર તેગના સામે ધસ્યું અને હૈદ્રાબાદથી છ મૈલ છેટે મિઆનીમાં લડાઇ થઇ તેમાં અમિરોને હરાવી હૈદ્રાબાદ કબજે લીધું. એક મહિના પછી અમિરો બીજી ફોજ લેઇ આવ્યા તે વખતે પણ તેમને સર ચાર્લ્સ નેપીઅરે હરાવ્યા અને પછી સિંધ ઈ. સ. ૧૮૪૩માં બ્રિટિશ રાજ્ય સાથે જોડવામાં આવ્યું. તેથી ત્યાંની પરજા ઘણી ખુશી થઇ. અને સાર ચાર્લ્સ નેપીઅર સિંધનો ગવરનર થયો. અને તે પ્રાંત ત્યારથી ચઢતી કળાએ આવવા લાગ્યો.

ગ્વાલિઅરનો રાજા બાળક હોવાથી ત્યાંનુ રાજ્ય ત્યાંના સરદારોની ગાદી વાસ્તે માંહો માંહેની લડાઇથી માઠી

હાલતમાં આવ્યું હતું. બ્રિટિશ સરકાર સાથે રાજાનો સંપ હોવાને લીધે છેવટે અંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી હતી. મરેઠાઓ અને બ્રિટિશ ફોજ વચ્ચે મહારાજપોર અને પનિઆરમાં બે મોટી લડાઇઓ થઇ તેમાં અંગ્રેજી લશ્કરનો ઘણો નાશ થયા છતાં તેઓએ મરેઠાઓને હરાવ્યા. અને બ્રિટિશ સરકારના આશ્રય નિચે એ બાળક-રાજાને પાછો ગાદી ઊપર બેસાડ્યો અને ત્યાં સલાહ ચાલૂ થઇ. લાર્ડ એલનબરોના વખતમાં બહુ લડાઇઓ થઇ તેથી ઇસ્ટઇન્ડિયા કંપનીના ડીરેકટરો તેના ઉપર નારાજ થવાને લીધે તેને પાછો ઈંગ્લાંડ બોલાવી લીધો; અને તેની જગાએ ઇ. સ. ૧૮૪૪ મા લાર્ડ હારડિંજને ગવર્નર જનરલ ઠરાવી હિંદુસ્તાનમાં મોકલ્યો.

## લાર્ડહારડિંજ.

એની વખતમાં સીખ લોકોએ સતલજ નદી ઓળંગી ઇ. સ. ૧૮૪૫માં ફિરોજપોરને ધારતીમાં નાંખ્યું. એમાં તે વખતે એક અંગ્રેજી કિલ્લેદારી લશ્કર હતું. સતલજ તે વખતે બ્રિટિશ રાજ્યની પશ્ચિમ તરફની હદ હોવાથી સર હ્યુ ગાફ નામે સરદાર ઈંગ્લિશ લશ્કર લેઇ અંબાળેથી, તેમને હાંકી કાઢવા ત્યાં આવ્યો તેઓની અને સિખ લોકોની લડાઇ મુડકીમાં થઇ તેમાં સિખ લોકો હારયા. અને તેઓ સતલજ નદી ઓળંગી પાછા ગયા. બીજી વખત સોબ્રાન આગળ સિખ લોકો સાથે લડતાં અંગ્રેજી ફોજે જય મેળવ્યો.

સોબ્રાનની જીત પછી બ્રિટિશ સરકારે સતલજ અને બીપ નદીની વચ્ચેનો ભાગ બ્રિટિશ રાજ્ય સાથે જોડી નાંખ્યો અને સિખ લોકોના સરદાર ગુલાબસિંગને કાશ્મીર આપ્યું લાર્ડ હાર્ડીંજ પછી તેની જગાએ લાર્ડ ડેલ હાઉસી ઈ૦સ૦૧૮૪૭માં મુકરર થયો.

## લાર્ડ ડેલહાઉસી.

એના વખતમાં મૂલતાન ઈ૦સ૦ ૧૮૪૯ માં લડાઈ કરી લીધું સિખ લોકો હારી શરણ થયા. પંજાબ પ્રાંત બ્રિટિશ રાજ્ય સાથે જોડાયો. ઈ૦સ૦ ૧૮૫૨ માં બ્રહ્મદેશના રાજા સાથે લડાઈ થઈ તેમાં પેગુ બ્રિટિશ રાજ્ય સાથે જોડવામાં આવ્યું. નાગપૂરનો રાજા ઈ૦સ૦ ૧૮૫૪ માં સંતાન વગર મરી ગયો. તેથી તે રાજ્ય તાબે થયું. ઈ.સ. ૧૮૪૭ માં અયોધ્યાની ગાદીએ વજીદઅલી બેઠો તે વખતે તેને બ્રિટિશ સરકારથી કેહેવામાં આવ્યું હતું કે જો તે પેહેલાંના રાજાની માફક રાજ્યમાં અંધેર ચાલવા દેશે તો તેનું રાજ્ય લેઇ લેવામાં આવશે.

આ રાજા ઘણો નબળો અને માલ વગરનો હતો. તે ગવૈયા, હિજડા, અને નિચ સ્રિયો સાથે પોતાનો વખત ગુમાવતો, રૈયતના સૂખ તરફ બિલકૂલ લક્ષ રાખતો નહીં. દેશની ઊપજનો ઇજારો આપ્યાથી ઇજારદારો લોકો ઉપર ઘણો જુલમ ગુજારતા હતા. વિગેરે રાજ્યમાં ઘણું અંધેર ચાલવા દીધાથી, લાર્ડ ડેલહાઉસીએ એ રા-

જાને ગાદી ઉપરથી કાઢી તેને પેનશન આપ્યું અને અ-યોધ્યાનો મુલક ઇ૦સ૦ ૧૮૫૬ માં બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધો.

લાર્ડ ડેલહાઊસીએ ઇ૦ સ૦ ૧૮૫૬ની શરૂઆતમાં હિંદુસ્તાન છોડ્યું. અને તેની જગાએ લાર્ડ કેનિંગ નિમાયો.

## લાર્ડ કેનિંગ.

એની કારકિર્દિમાં ઇરાનના રાજા સાથે લડાઇ સળ-ગી. તેથી એક બ્રિટિશ ફોજ ઇરાની અખાતમાં રવાને થ-ઇ. લશ્કરે ઇરાનનું મૂખ્ય બંદર બુશાયર લીધું પછી ઇ-રાનના રાજાએ બ્રિટિશ સરકાર સાથે સલાહ કરી. તેથી લશ્કર પાછું હિંદુસ્તાન બોલાવી લીધું.

## ઈ. સ. ૧૮૫૭નો બળવો.

ઇ૦સ૦ ૧૮૫૭ માં એક નવી જાતની બંદૂકને માટે બંગાળ લશ્કરના સિપાઇઓમાં કાર્તૂસ આપવાના હતાં તે વિશેની તે લશ્કરના સિપાઇઓમાં એવી અફવા ફેલાઇ કે એ કાર્તૂસોના બનાવટમાં બળદ અને ડુક્કરની ચરબી વ-પરાયેલી છે. અને એમ કરી અંગ્રેજ સરકાર ધર્મભ્રષ્ટ કરવા ચાહે છે. એ અને બીજાં એવા નજીવાં કારણોને લીધે એ લશ્કરના સિપાઇઓમાં બદદિલી માલમ પડી. અને પંજાબથી કલકત્તા સુધી આખી ફોજ બળવો કર-વા તૈયાર થઇ.

બંડનાં પેહેલાં ખુલાં ચિન્હો કલકત્તા પાસે બરહા-

મપોરમાં તા૦ ૨૬ મી ફેબ્રુઆરિ સને ૧૮૫૭ને રોજ જા-ણ્યાં. ત્યાં ઓગણિશમી પાયદળ રિઝમીટના સિપાઇઓએ કાર્તુસો લેવાને ના પાડી. અને થોડાં એક અઠવાડીઆં પછી તેઓ બરાકપૂર કૂચ કરી ગયા. તેથી તેઓનાં હથિઆર ખુંચી લેવામાં આવ્યાં પછી થોડાક દિવસ કેડે બરાકપૂરમાં બંડ થયું.

ત્યાર પછી તા. ૧૦મી મે સને ૧૮૫૭ ની સાંજરે મિરતમાં ત્રણ દેશી રીઝમિટોએ બંડ કર્યું. અને તેઓએ તેમના અમલદારો અને બધા અંગ્રેજો તેઓ અંગ્રેજી લસ્કરથી થોડેક છેટે માલુમ પડ્યા તેઓને બૈરાં છોકરાં સુધાં મારી નાખ્યા. પછી બળવાખોરો ત્યાંથી રાત્રે દીલ્હી જતા રહ્યા.

દીલ્હીમાં તેઓના જાત ભાઇઓ સાથે તેઓએ મળી ત્યાંના અંગ્રેજી અમલદારો વિગરેને મારી નાખ્યા. તેમ બળવાખોરોએ તેઓને મથે ત્યાંના વૃધ મોગલરાજાને સ્થાપ્યો. ત્યાર પછી બળવો જલદીથી ફેલાયો. પલટણ પછી પલટણે બંડ કરવા લાગી. ઘણું કરીને તેઓ દિલ્હી ગયાની આગાઉ તેમણે તેઓના અમલદારોને મારી નાંખ્યા. ઘણીએક ઠેકાણે સિપાઇઓએ કંઇ પણ નુકસાન કરવા પેહેલાં તેઓનાં હથિઆરો લેઇ લેવામાં આવ્યાં હતાં. પંજાબમાં સગાધાની ચાલી હતી તે વખતે સિખ લસ્કરે આગત્યની શેવા બજાવી હતી.

બ્રિટિશ સરકારે યુરોપિઅન લશ્કર એકઠું કરવાનો પ્રયત્ન કરચો. રેહેતે રેહેતે બધે ઠેકાણેથી મદદ આવી પ હોચી અને થોડા વખતમાં હિંદુસ્તાનમાં ૮૦૦૦૦ હજાર બ્રિટિશ સિપાઇઓ એકઠા થયા. પછી અંગ્રેજી ફોજે દિલ્હી જઇ ૧૪મી સપટેંબર સને ૧૮૫૭ને રોજ તે શેહેર લીધું. ત્યાંના ઘરડા રાજાને કેદ કરચો. અને તેના છોકરા જેઓ યુરોપિઅનોને મારવામાં આગેવાન હતા, તેમને તોપને ગોળે ઊડાવ્યા.

ત્યારકેડે ઘણો દુખદાયક બનાવ કાનપોરમાં બન્યો. ત્યાં દેશી પલટણોએ બંડ કરચું. તીજોરી લુટી, કેદીઓ છોડી મુકયા અને યુરોપિઅનોના બંગલા બાળી નાખ્યા. પેશવા બાજીરાવનો દત્તપૂત્ર નાનાસાહેબ કાનપોરથી છ મેલ છેટે બિથુરમાં રેહેતો હતો. તે અંગ્રેજો સાથે ઘણો દોસ્તી રાખતો તેમ છતાં એણે સિપાઇઓને બદ સલાહ આપી તેથી તેઓએ સાર હ્યુ વ્હિલર, ત્યાં ૧૫૦ અંગ્રેજી સિપાઇઓ સાથે ઘણાંએક છોકરાં અને સ્ત્રિઓ સહિત બરાકો કબજે કરી મુકામ કરી રહ્યો હતો, તેના ઉપર હુમલો કરચો. એ અમલદારે ત્રણ અઠવાડીઆં સુધી બાહાદુરીથી બચાવ કીધો છેલીવારે તે ઘવાયો અને અંગ્રેજી સિપાઇઓ શરણ થાયતો નાનાસાહેબે તેઓને બચાવવા વચન આપ્યું. તેથી અંગ્રેજો તાબે થયા. તેઓ અલહાબાદ જવા આગબોટોમાં બેશી નદી પસાર કરતા હતા

એટલે નાનાસાહેબે તેઓ ઉપર તોપોનો મારો ચલાવ્યો. તેથી એક શિવાય બધી બોટો બુડી ગઇ અને તેમાંના મા ણસોનો નાશ થયો. જે એક બોટ બચી હતી તે કિનારે પહોચતાંજ નાનાસાહેબે તે પકડી પાડી. અને તેમાંના અંગ્રેજોને ગોળીથી મારી નાંખ્યા. તેમાંની સ્ત્રિયો અને છોકરાંને કાનપોરમાં લાવી એકઇસ્પિતાલમાં કેદ કરયાં.ત્યાં સર હેનરી હેવલાંક અલહાબાદથી આવતા પેહેલા તેઓ ને નાનાસાહેબે કસાઇઓને હાથે મારી નંખાવ્યાં અને તેઓનાં મુડદાં કુવામાં નંખાવી દીધાં. એવું અંગ્રેજોને કાનપોરમાં આવ્યા ત્યારે માલમ પડ્યું.

પછી ત્યાંથી સર હેનરી હેવલાક લખનોરમાં સર-હેનરી લારેન્સ ઘેરાઇ ગઓ હતો તેને છોડાવવા ગયો. ૮૭ દિવસ સુધી લખનોર દુશ્મનોથી ઘેરાયલું હતું સર–હેનરી હેવલાકનું લશ્કર સર જેમ્સ આઉટરામના લશ્ક-ર સાથે મળી એ બંને લશ્કરે સર હેનરી લારેન્સનો છુટકારો કીધો.અને હિંદુસ્તાનના લશ્કરના સેનાપતી સર કાલીન કયામ્પબેલે એક મોટું લશ્કર લખનોર આગળ લા-વી તે શેહેર તા૦ ૨૧ માર્ચ સને ૧૮૫૮ને રોજ લીધું.

ઘણા ખરા બળવાઓરો નાના સાહેબ સાથે નેપાળ નાશી ગયા. તેમનો એક આગેવાન તાતિયા ટોપી પાછળ-થી પકડાયો, અને તેને ફાંસીએ દીધો. બળવાઓરોની વે-રાતી ટોળીઓએ થોડા વખત સુધી ગામડાં લુટ્યાં પણ

પછી કેટલેક દરજે શાંતી થઈ. અને બળવાનો છેડો આવ્યો.

ઈ૦ સ૦ ૧૮૫૮માં ઇસ્ટ ઈંડિયા કંપની પાસેથી મહારાણી વિક્ટોરીઆએ હિંદુસ્તાનનું રાજ્ય પોતાને સ્વાધિન લીધું, અને પાર્લયમેન્ટની સત્તા નિચે હિંદુસ્તાનનો રાજ્ય કારભાર ચલાવવાને સેક્રેટરી આવ સ્ટેટસના હોદ્દાથી એક અમલદાર નિમવામાં આવ્યો.

લાર્ડ કેનિંગ ઈ૦ સ૦ ૧૮૬૨ માં ઈંગ્લાંડ ગયો ત્યા તે પછી તરતજ મર્ણ પામ્યો તેની પછી લાર્ડ એલજીન હિંદુસ્તાનનો ગવરનર જનરલ થયો.

## લાર્ડ એલજીન.

લાર્ડ એલજીન હિંદુસ્તાનમાં ભાગ્યેજ એક વર્ષ રહ્યો. એટલામાં ઈ૦ સ૦ ૧૮૬૩ ની આખરે તે મર્ણ પામ્યો. તેની જગાએ સર જાન લારેન્સની નીમણુંક થઈ.

## સર જાન લારેન્સ.

એની કારકીર્દીમાં આબિસિનિયાના રાજા થિઓડોર સાથે અંગ્રેજ કેદિઓનો છુટકારો કરવા માટે લડાઇ કરવાની જરૂર પડી. તેમાં થીઓડોર ૪૪ વર્ષની ઉમરે મારચો ગયો. અને મગદલ્લાનો કીલ્લો સર રાબર્ટ નેપિઅરે તા૦ ૧૩ મી એપ્રિલ સને ૧૮૬૮ને રોજ જીતી લીધો. આ લડાઇ માટે હિંદુસ્તાનમાંથી ઘણુંએક લસ્કર મોકલવામાં આવ્યું હતું. એ લડાઇ પાછળ બ્રિટિશ સરકારને સુમારે ૫૦૦૦૦૦૦૦ રૂપિઆ ખર્ચ થયો હતો.

સર જાન લારેન્સ પછી તેની જગાએ હાલનો ગવર્નર જનરલ લાર્ડ મેયો મુકરર થયો.

## લાર્ડ મેયો.

આ ગવર્નર જનરલ ઈંગ્લાંડથી પેહેલ વેહેલો હિંદુસ્તાનમાં તા૦ ૧૯ મી ડીસેમ્બર સન ૧૮૬૮ ને રોજ આવી પહોચ્યો. એ હાકિમ હાલ હિંદુસ્તાન ઊપર હાકમી ચલાવે છે. હિંદુસ્તાની ઉપજ દરસાલ ૫૧૦૦૦૦૦૦૦ રૂપીઆ સુધી વધી છે.

---

## હિંદુસ્તાનના રાજ્યકીય ભાગો અને કાયદા બાંધનારી સભાઓ.

બ્રિટિશ હિંદુસ્તાનના ત્રણ મોટા ભાગો કર્યા છે. તે દરેકને પ્રેસિડેન્સી કહેછે. બંગાળા, મદ્રાસ, અને મુંબઈ, બંગાળા પ્રેસિડેન્સીના બે ભાગ કરવામાં આવેલા છે. વાયવ્ય ખુણાના પ્રાંતો, અને પંજાબ. એ બંને ઠેકાણે એકએક લેફટેનેન્ટ ગવર્નર હકુમત ચલાવે છે. મદ્રાસ અને મુંબાઈ એક એક ગવર્નર સાહેબની સતા હેઠલ છે એ ઉપરાંત ઘણાક પ્રાંતો છે. જેવા કે. બ્રિટિશ બ્રહ્મા, અને આચોધ્યા, એ એક એક ચીફ કમીશનરની સત્તા નિચે છે. અને એ સર્વે ઉપર ગવર્નર જનરલ હકુમત ચલાવે છે. એ કલકત્તામાં રહેછે.

ને ત્યાંના પ્રજાના રહેવાસીઓને ધસડી લેઇ જતા, તેઓ પોતાની નાની મીલકત આપી દે ત્યાં સુધી તેઓ ગામડીઆઓને ઇજા કરતા. કાનકડીઓ માટે કાન તોડતા, હાથ પગનાં ઘરેણાં કાઢી લેવા તેઓ હાથ પગ કાપી નાંખતા હતા. ઠગ લોકો હિંદુસ્તાનના મોટા ભાગ ઊપર પુષ્કળ હતા. તેઓ કાળકાદેવીને માનતા, અને ઢોંગ કરી કેહેતા કે તેમને એ દેવીએ લોકોને ગુંગળાવી મારી નાંખવાની રજા આપી છે. તેઓ વેષ બદલી ફરતા. અને એકાંત જગાએ મુસાફરને ગળે ફાંસો નાખી તેને મારી તેની મીલકત લેઇ લેતા.

જે માણસોએ લોકોનું રક્ષણ કરવું જોઇએ તેઓ વારે વારે તેઓ ઉપર જુલમ કરતા. કોઇ પણ માણસ ગેરવાજબી કરથી મોકળો ન હતો. અધિકારી ગુસ્સાના આવેશમાં એક ભલામાં માણસને મારી નાંખવાનો અથવા હાથીના પગ તળે ચગદી નાંખવાનો હુકમ કરતો.

બ્રિટિશ રાજ્ય નિચે સલાહ સારી રીતે રહેલી છે. લોકો જ્યાં ત્યાં વગર હથીઆરે ફરતા ફરે છે ગરીબમાં ગરીબ કોળી ઊપર પણ જ્યારે ગુનાહનું તહોમત આવે છે ત્યારેજ તેની તપાસ થાય છે. વડામાં વડા સરકારી અમલદારને પણ કાયદાથી ઊલટા ચાલી એક પાઇ સરખી પણ લેવાની સત્તા નથી. તેથી આ રાજ્યને રામ રાજ્ય કહેછે.

આખા હિંદુસ્તાનને માટે પાદશાહી કાયદા બાંધનારી સભા કાયદા બાંધે છે. એ સભા ગવર્નર જનરલ અને ઊંચી પદવીના અમલદારોથી થયેલી છે, મુંબાઇ, મદ્રાસ, અને બંગાળા નિચેના પ્રાંતો બાતે પણ એક એક કાયદા બાંધનારી સભા છે, તે સભાને પોત પોતાની હકુમતમાં અમલ ચલાવવાના કાયદા બાંધવાની સત્તા આપવામાં આવી છે.

---

## બ્રિટિસ રાજ્યથી પ્રજાને સુખ.

બ્રિટિશ રાજ્યથી હિંદુસ્તાનને જે ફાયદા અને પ્રજાને સુખ થએલાં છે તેમાંના થોડાં એક નિચે જણાવ્યાં છે.

૧ જીંદગી, અને મીલકતનું રક્ષણ—ઘણા એક લોકો હાલમાં હિંદુસ્તાનની આગળની સ્થિતીથી અજાણ્યા છે તેથી તેઓ અંગ્રેજી રાજ્યથી ભોગવતા સુખની ખુબ જાણી શકતા નથી. અગાઊ દરેક ગામ અને શેહેર કિલ્લા વાળુ હતું. ખેડુત ખેતરમાં ખેતી કરવા જતા ત્યારે પોતાની સાથે તરવાર, અથવા બરછી રાખતા. ચોરી એટલી સાધારણ હતી કે મુસાફરો બચાવને માટે જથાબંધ મુસાફરીએ જતા હતા. દ્રવ્ય જમીન નિચે સંતાડી રાખવું પડતું, આટલી બધી સાવધાની છતાં પણ બચાવની ખાત્રી નહોતી. દ્રવ્યવાન અને વસ્તીવાળાં સેહેર લશ્કરના હુમલાથી એકાએક નાશ પામતાં, ઘોડેસ્વારોની ટોળિઓ રાત્રે ગામ ઘેરી લેતી અ

ચાલ બંધ પાડવા સરકારે ઘટતી કોશિશ કરી છે.

૫ મનુષ્ય ભોગ—ઓઢિયાના ખાન્ડરા લોકો તેઓની ડાંગેરની ક્યારિઓનો પાક સારો ઉતરવાની બેવકુફિ ભરેલી ઉમેદથી માણસનો ઘણોજ ઘાતકી રીતે ભોગ આપતા, આ ચાલ અંગ્રેજ સરકારે બંધ કરયો.

૬ સતી—સતી એટલે ધણીની પાછળ તેની ચેહ ઉપર તેની સ્ત્રીએ બળી મરવું. આ ચાલ બે હજાર વર્ષો થયાં ઉત્તર હિંદુસ્તાનમાં ચાલતો હતો. ઇ૦ સ૦ ૧૮૧૯ માં ફકત કલકતા ડિસ્ટ્રીકટમાં ૪૨૧ વિધવાઓ તેમના ધણી સાથે બળી મરી. આ ચાલ લાર્ડ વિલિઅમ બેન્ટીંકે ગેરવ્યાજબી ગણી તેને માટે શિક્ષા કરવાની ઠરાવી.

૭ ખેતી કરવા સારૂ પાણી પૂરૂ પાડવાના બાંધ કામો—આ જાતના કામો બ્રિટિશ સરકારે ગયાં ત્રીશ વર્ષો થયાં કરવા શરૂ કરયાં છે, મોટી ગંગા નદીના નેહર આશરે ૯૦૦ નદીનું પાણી લેઇ જમીનને પુરૂ પાડે છે શાખાઓ સુધાંત એ નેહેરના લંબાઇ આશરે ૯૦૦ મૈલ છે. પંજાબમાં બારીદોઆબની નેહેર ૪૬૫ મૈલ લાંબી છે. એ નેહેરના પાણીથી ઉજ્જડ રેતીના મેદાનોમાં રસાળ ખેતરો થએલાં છે. દક્ષિણ હિંદુસ્તાનની ઘણી નદીઓને બાંધ બંધાવવામાં આવ્યા છે. આ કારણોથી આગળના જેવી દુકાળની ધાસ્તી મટી ગઇ છે.

૮ રસ્તા અને લોઢાની સડકો—આગળ આવી સડ-

૨ દુનિઆંદારીમાં છુટ—હિંદુસ્તાનના રેહેવાશીઓ સારી રીતે છુટાપણું ભોગવે છે. તેઓને દેશના મુસાફરી કરવાને કંઇ પણ અટકાવ નથી. તેઓ જાહેર કામકાજની તકરાર માટે સભાઓ કરી શકેછે. કંઇ પણ રજા મેળવ્યા શિવાય તેઓ ચોપડીમાં અથવા વર્તમાન પત્રોમાં અભિપ્રાય પ્રગટ કરી શકેછે.

૩ ધર્મની છુટ—આ દેશમાં ધર્મની છૂટ પૂર્ણ રીતે ભોગવવામાં આવેછે. જ્યારે મૂસલમાનોએ હિંદુસ્તાન લીધું ત્યારે તેઓનો ધર્મ તેઓએ કબૂલ કર્યો નહી તેઓ બધા ઉપર એક જાતનો કર બેસાડ્યો. ઔરંગઝેબ બાદશાહે કાશીમાંના હિંદુઓનાં દેરાં તોડાવી નાંખ્યાં. મ્હૈસૂરના ટિપૂ સુલતાને કોઇ કોઇ વખતે જુલમથી લોકોની સુંતા કરાવી હતી. પણ બ્રિટિશ રાજ્યમાં પોત પોતાની મરજી પ્રમાણેનો ધર્મ પાળવાની છુટછે.

૪ બાળહત્યા—ચાલતા સૈકાની શરૂઆત સુધી બંગાળાની હિંદુસ્ત્રીઓ કોઇ કોઇ વખત તેઓના છોકરાંને ગંગા નદીમાંના સાગર બેટ પાસે બુડાડતી. આ ઘાતકી ચાલ ડાકટર કેરી, લાર્ડ વેલેસલીના જાણમાં લાવ્યો તેથી તે બંધ કરવામાં આવ્યો.

આગળ મગરૂર રજપુતો તેઓની છોકરીઓને પરણાવવાનો ખર્ચ ઉગારવા તેમનો નાશ કરતા. કેટલાએક ગામડામાં તો એકે છોડી માલમ પડતી નહી. આ નિર્દય

૧૧ ઇનસાફ—લોકોને ઇનસાફ આપવા ઠામ ઠામ ઇનસાફની કોરટો સ્થાપવામાં આવેલીછે તેથી તેમને જોઇતો ઇનસાફ મળી શકે છે.



કો ન હોવાથી દુકાળના વખતમાં દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં સેહેલાઈથી અનાજ મોકલાઇ શકાતું નહી, તેથી લોકોને ભુખે મરવું પડતું પણ હવે સડકો અને આગગાડી થવાથી એ સરવે હરકતો મટી ગઈ છે.

૯ સસ્તુ ટપાલ ખર્ચ—હિમાળયથી કેપ કન્યા કુમારી સુધી અડધા આનામાં કાગળ મોકલાઇ શકાયછે. વિજળીના તારની મારફતે પળવારમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખબરો જઈ શકે છે. આવા સાધનો આગળ ન હોવાથી લોકોને ભારે હરકત પડતી.

૧૦ કેળવણી—હિંદુ અને મુસલમાન રાજાઓએ આગળ લોકોને કેલવણી આપવાને કંઈ પણ કોશીશ કરી નહોતી. તે કાળે થોડાજ ભણતા અને તેઓ બીજાઓને અજ્ઞાની રાખવાને ચાહતા. અંગ્રેજ સરકારે બધાને કેવલણી આપવા ચાહ્યું, આથી સરકારથી હજારો નિશાળો સ્થાપવામાં આવેલીછે. ઉંચા હોદ્દાને માટે માણસો તૈયાર કરવા કાલેજો ઉઘાડવામા આવેલી છે હુંશીઆર ડાકટરો તૈયાર કરવા વૈદકશાળાઓ સ્થાપેલી છે, થોડુ અંગ્રેજી જાણવાને ઈચ્છા રાખનારાઓ માટે એંગ્લો વર્નાક્યુલર સ્કુલો સ્થાપેલી છે. ગામડીઆઓ પોતાના અજ્ઞાનથી ઠગાય નહી માટે તેમને કામ જોગુ જ્ઞાન આપવા ગામડાંમાં નીશાળો કાઢવામાં આવેલી છે. આ શીવાય કેલવણીના બાબમાં બીજો ઘણો એક સુધારો થયેલો છે

મરાઠારાજા.

| | | | |
|---|---|---|---|
| શિવાજી. | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| સંભાજી. | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |
| રાજારામ. | ૧૬૮૯ | ૧૭૦૭ | ૧૮ |
| શાહુરાજા. | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| બાળાજીવિશ્વનાથ પે. | ૧૭૧૨ | ૧૭૨૦ | ૮ |
| બાજીરાવ પેશવા. | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| બાળાજી બાજીરાવ પે. | ૧૭૪૦ | ૧૭૫૦ | ૧૦ |
| રામરાજા. | ૧૭૫૦ | ૧૭૬૧ | ૧૧ |
| માધવરાવ પેશવા. | ૧૭૬૧ | ૧૭૭૩ | ૧૨ |
| રઘુનાથરાવ." | ૧૭૭૩ | ૧૭૭૪ | ૧ |
| માધરાવ નારાયણ. | ૧૭૭૪ | ૧૭૭૮ | ૪ |
| શાહુરાજા. | ૧૭૭૮ | ૧૭૯૫ | ૧૭ |
| બાજીરાવ પેશવા. | ૧૭૯૫ | ૧૮૧૮ | ૨૩ |
| પ્રતાપસિંહનરનારાયણ. | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |

ગાયકવાડીરાજા.

| | | | |
|---|---|---|---|
| પિલાજી. | ૧૭૩૦ | ૧૭૩૨ | ૨ |
| દામાજી. | ૧૭૩૨ | ૧૭૬૮ | ૩૬ |
| શિઆજી. | ૧૭૬૮ | ૧૭૯૨ | ૨૪ |
| ગોવિંદરાવ. | ૧૭૯૨ | ૧૮૦૦ | ૮ |
| આણંદરાવ. | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ |
| શિવાજીરાવ. | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ |

# રાજાઓના નામનો કોઠો.

## ચોરાવંશ. (ચાવડાવંશ.)

| રાજાઓનાં નામ. | ગા. બે. સન. | ગા. ઊ. સન. | કેટલાં વ. રા. કર્યું. |
|---|---|---|---|
| જયશીખરજી. | ૬૯૬ | ૭૪૬ | ૫૦ |
| વનરાજ. | ૮૦૨ | ૮૦૬ | ૪ |
| જોગરાજ. | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ક્ષેમરાજ. | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભૂવડ (ચીમુ) | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંહ. | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય. | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

## સોળંકીવંશ.

| રાજાઓનાં નામ. | ગા. બે. સન. | ગા. ઊ. સન. | કેટલાં વ. રા. કર્યું. |
|---|---|---|---|
| મૂળરાજ. | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ. | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| દુર્લભ. | ૧૦૨૫ | ૧૦૩૨ | ૭ |
| ભીમદેવ. | ૧૦૩૨ | ૧૦૭૨ | ૪૦ |
| કરણ. | ૧૦૭૨ | ૧૦૮૪ | ૧૨ |
| સિદ્ધરાજજયસિંહ. | ૧૦૮૪ | ૧૧૪૩ | ૫૯ |
| કુમારપાળ. | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજેપાળ. | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| બાળમૂળરાજ. | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભોળોભીમદેવ | ૧૧૭૯ | ૧૨૨૫ | ૪૬ |

| | | | |
|---|---|---|---|
| ગણપતરાવ. | ૧૮૪૭ | ૧૮૫૬ | |
| ખંડેરાવ. | ૧૮૫૬ | ૧૮૭૧ | ૧૫ |
| મલ્હારરાવ. | ૧૮૭૧ હાલમાં વડોદરામાં રાજ્ય કરેછે. | | |

ગ્રેટબ્રિટનના રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| જેમ્સ પેહેલો. | ૧૬૦૩ | ૧૬૨૫ | ૨૨ |
| ચાર્લ્સ. " | ૧૬૨૫ | ૧૬૪૯ | ૨૪ |
| કોમનવેલ્થ(પ્રજાસતારાજ્ય) | ૧૬૪૯ | ૧૬૬૦ | ૧૧ |
| ચાર્લ્સબીજો. | ૧૬૬૦ | ૧૬૮૫ | ૨૫ |
| જેમ્સ. " | ૧૬૮૫ | ૧૬૮૮ | ૩ |
| વિલીઅમત્રીજો અને મેરી. | ૧૬૮૯ | ૧૭૦૨ | ૧૩ |
| આનરાણી. | ૧૭૦૨ | ૧૭૧૪ | ૧૨ |
| જાર્જ પેહેલો. | ૧૭૧૪ | ૧૭૨૭ | ૧૩ |
| " બીજો | ૧૭૨૭ | ૧૭૬૦ | ૩૩ |
| " ત્રીજો | ૧૭૬૦ | ૧૮૨૦ | ૬૦ |
| " ચોથો. | ૧૮૨૦ | ૧૮૩૦ | ૧૦ |
| વિલીઅમ, " | ૧૮૩૦ | ૧૮૩૭ | ૭ |

વિકટોરિઆરાણી ૧૮૩૭ હાલમાં લંડનમાં રહી હિંદુસ્તાનમાં રાજ્ય ચલાવે છે.